❑ મુકેશ જોષી

# કાળમીંઢ પથ્થર પર માથું પછાડતાં



'હશે શું વિશ્વના મ્હેલે,
પ્રેમનો ચંદ્ર કે ચિતા?
એજ આ યમુના તીરે,
પ્રેમીના પ્રેમની ગીતા.'

625



# તાજમહાલ

લેખકઃ મૂળજીભાઈ પી. શાહ

'પ્રેમની કવિતા કેરો કે એ જાહોજલાલીનો;
સૌંદર્યનો, કલાનો કે તાજ આ મોગલાઈનો?'
-મહાકવિ ન્હાનાલાલ

# શ્રી મૂળજીભાઈ પી. શાહની કૃતિઓ : પ્રસિદ્ધ

[૧૯૩૧ થી ૧૯૬૦]

## રાસ–ગીત–કાવ્ય

૧ રણરસિયાંના રાસ
૨ રાસનિકુંજ (બીજી આવૃત્તિ)
૩ ફૂલવેણી
૪ રાસપદ્મ
૫ રાસકૌમુદી
૬ તારાનાં તેજ
૭ બાલવીણા
૮ કવિદર્શન
૯ રાસલીલા
૧૦ ગીત ગુર્જરી
૧૧ ગાંધી સંહિતા
૧૨ સ્મૃતિનિકુંજ
૧૩ પૂજારણ
૧૪ લગ્નમંગલા
૧૫ રસમંડળ

## નાટક

૧૬ યુગદર્શન (બીજી આવૃત્તિ)
૧૭ મંછાભૂત
૧૮ પ્રોફેસર (ટૂંકસાર–ગીતો)
૧૯ સાહિત્યસંમેલન
૨૦ ઝાંસીની રાણી (ગીતો)

## નાટિકા

૨૧ રસિયો વાલમ
૨૨ પ્રેમનો દંભ

## રેડિયો નાટિકા

૨૩ ઉદયે પ્રભાત
૨૪ તાજમહેલ

## નવલકથા

૨૫ નિરંજના (બીજી આવૃત્તિ)
૨૬ વસુંધરા
૨૭ ત્રિનેત્ર
૨૮ અભયકુમાર (બીજી આવૃત્તિ)
૨૯ મહિયારણ

## નવલિકા

૩૦ પંખીનો મેળો

## ચરિત્ર

૩૧ વીર કુમારપાળ
૩૨ શહેનશાહ શાહજહાન
૩૩ ગુજરાતનું પરમ ધન

## પ્રવાસ

૩૪ આબુનો પ્રવાસ
૩૫ શિવપુરીનાં સંભારણાં

## સંપાદિત ખાસ અંકો

૧ સ્ત્રીબોધ : ગરબા અંક (૧૯૪૧)
૨ ગુણસુંદરી : નવરાત્ર અંક (૧૯૪૨)
૩ કનક : વનપ્રવેશ અંક (૧૯૪૪)

## નાટકોમાં ગીતસર્જન

૧ ભટનું ભોપાળુ (૧૯૩૫)
૨ અધૂરો સંસાર (૧૯૪૩)
૩ વિજય ડંકા (૧૯૪૪)
૪ પરમ ભક્ત પ્રહલાદ ,,
૫ કોના સંસ્કાર? (૧૯૪૫)
૬ એક જ આશા (૧૯૪૭)
૭ શ્રીમંત લીલા ,,
૮ હિંદ મહિલા ,,

# શ્રી મૂળજીભાઈ પી. શાહની કૃતિઓ : અપ્રસિદ્ધ

**રાસ–ગીત–કાવ્ય :** (૧) મનોરથ (૨) કલ્યાણયાત્રા (૩) ગોપકુંજ (૪) વૃંદાવનવિહાર (૫) નિર્મળ નિકુંજ (૬) મનમંદિર (૭) આનંદદર્શન (૮) રાસદર્શન (૯) રાસવલ્લભ (૧૦) શકુન્તના રાસ.

**કાવ્યકથાઓ :** જીવનજ્યોતિ (૨) પ્રણયસંગીત (૩) મંગળમિલન (૪) સમર્પણ (૫) કિસા ગૌતમી.

**નાટકો : ત્રિઅંકી :** (૧) પ્રોફેસર (૨) છિન્નજળ (૩) ઝાંસીની રાણી (૪) વીર નેતાજી (૫) કલ્યાણજ્યોત (૬) જીવનપંથ ઉજ્જળ.

**એકાંકી :** (૧) રંગદર્શન (૨) છિન્નજળ (૩) સુધરેલી શ્યામા (૪) માનવતાનું મંદિર (૫) રસિયો વાલમ અને બીજાં નાટકો.

**અનુવાદિત :** (૧) ઓથેલો (૨) મધરાતનું સ્વપ્ન (૩) રોમિયો જુલિયટ (૪) મેકબેથ; **સંપાદિત :** મલયા સુંદરી (સ્વ. કલાદીપ છો. ન. ભટ્ટ)

**રેડિયો નાટિકા :** (૧) કસ્તુરીની ખુશ્બો (૨) સાબરકાંઠે (૩) સ્વપ્નસિદ્ધિ.

**નવલકથા :** (૧) સંગીત સમ્રાટ તાનસેન (૨) રસકવિ જગન્નાથ (૩) નીલેશ્વરી.

**અનુવાદિત :** પ્રેમચંદજી કૃત : રંગભૂમિ. શ્રી વર્મા કૃત : (૧) મૃગનયની (૨) ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ (૩) પ્રેમની ભેટ (૪) લગન (૫) કચનાર (૬) અચલ મેરા કોઈ.

**નવલિકા :** (૧) સતીની દહેરી (૨) જીવનના રંગ (૩) સંતનિકુંજ

**અનુવાદિત :** (૧) પ્રેમદર્શન (પ્રેમચંદજી) (૨) કલાકારનો દંડ (શ્રી વર્મા)

**બાળવાર્તા :** (૧) બાલમંદિર (૨) બાલમાધુરી (૩) બાલમેળો

**જીવન ચરિત્ર :** (૧) ઉસ્તાદ ફૈયાઝખાં (૨) ઝાંસીની જગદંબા (બાળકો માટે) (૩) કવિવર ખબરદાર (૪) ગુજરાતના સંગીતકારો (૫) સંગીતક્ષેત્રે ભારતીય નારી.

**રંગભૂમિ :** (૧) રંગભૂમિનો ઇતિહાસ (૨) ગુજરાતના નાટ્યકારો (૩) ગુજરાતનું નટમંડળ (૪) ભવાઇ દર્શન (૫) નાટ્યસૃષ્ટિ (૬) રંગભૂમિના રાસ (૭) રંગભૂમિનાં ગીતો.

**પ્રકીર્ણ :** (૧) સાહિત્યમાધુરી (૨) ગુજરાતનું રાસસાહિત્ય (૩) ગગનવિહાર (રેડિયો–વાર્તાલાપો) (૪) મારી દુકાન (૫) ભારતયાત્રા (૬) ઊમિયાગર (૭) કવિ ખબરદારના પત્રો (૮) રસમૂર્તિ (૯) અંધારાં–અજવાળાં.

॥ ૐ ॥

# તાજમહાલ

છ ઐતિહાસિક નાટિકાઓ

[ કલાગુરુ શ્રી. રવિશંકર રાવળના પ્રવેશક સહિત ]



લેખક :

મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ



પ્રાપ્તિસ્થાન :

:: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ::

ગાંધીમાર્ગ : અમદાવાદ

પ્રકાશક :

શચીન્દ્ર મટુભાઈ કાંટાવાળા
બી. એ; એલ્એલ્. બી.
નં. ૧૩ બી. નરનારાયણ સોસાયટી
નવરંગપુરા : અમદાવાદ-૯



રાજેન્દ્ર મૂળજીભાઈ શાહ,
૨, મંહાલક્ષ્મી સોસાયટી
એલિસ બ્રિજ : અમદાવાદ-૭

( R. M. Shah )




[ મહાશિવરાત્રિ : સંવત ૨૦૧૬ ]

પ્રથમાવૃત્તિ ] [ પ્રત : ૧૧૦૦

મૂલ્ય : બે રૂપિયા

મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ,
ડાયમંડ જ્યુબિલી પ્રિ. પ્રેસ,
સલાપોસ રોડ : અમદાવાદ

# નિવેદન

'ઉદયપ્રભાત'ની માફક 'તાજમહાલ'નું પ્રેરણાસ્થળ પણ વડોદરા રેડિયો જ હતું. જેવી એની ઉદ્‌ભવકથા છે તેવી આની પણ છે. બારેક વર્ષ પહેલાં પ્રસિદ્ધિ પામવો જોયતો નાટિકાસંગ્રહ આજે પ્રસિદ્ધ થાય છે. માનવીનું ધાર્યું ઓછું કંઈ બધું પાર પડે છે?

રંગભૂમિ સાથેનો મારો સંબંધ ૧૯૧૯ જેટલો જૂનો છે. તે વખતે મારી નવ વર્ષની ઉંમરે વડોદરાના મહારાજા થીએટરમાં વાંકાનેર કંપનીનું અતિ વિખ્યાત નાટક 'નરસિંહ મહેતો' મારા પિતાજી સાથે, એમની ફોઈના દીકરા સ્વ. નરસિહલાલ માણેકલાલ દલાલે એમને કરેલા આગ્રહને પરિણામે જોયું ત્યારથી આજ સુધીમાં રંગભૂમિના નાના મોટા બસો ઉપરાંત નાટ્યપ્રયોગો હું જોઈ ચૂક્યો છું એટલું જ નહિ એનો ઇતિહાસ લખવાની લગની પણ છેલ્લા ત્રણેક દાયકાથી લાગી છે–જેને પરિણામે ઘણી ઘણી અપ્રાપ્ય સામગ્રીનો વિપુલ સંગ્રહ મારી પાસે મોજૂદ છે. ગયા વર્ષના ઓક્ટોબરની ૧૮ મી તારીખે રંગભૂમિમાં ઊંડો રસ ધરાવતા આકાશવાણીના ડાયરેક્ટર જનરલ શ્રી. જગદીશચંદ્ર માથુર સાહેબના, અમદાવાદ–આકાશવાણી કેન્દ્રની મુલાકાત પ્રસંગે, કેન્દ્ર નિયામક શ્રી. દેવેન્દ્રનાથ દીક્ષિતની પ્રેરણાથી મેં મારી સામગ્રીનું એક પ્રદર્શન યોજ્યું હતું જે જોતાં અનેકને આશ્ચર્ય થયું હતું. ને એ જ સામગ્રી પરિષદમંત્રી કવિશ્રી ઉમાશંકર જોષી અને બીજા સાહિત્યકારોના આગ્રહ અને મમતાથી પરિષદના કલા પ્રદર્શનના 'રંગભૂમિ વિભાગ' તરીકે રજૂ થતાં એ પ્રદર્શનનું એક અતિ આકર્ષક અંગ થઈ પડ્યું હતું. મારે માટે જીવનના એ ધન્ય પ્રસંગો હતા.

મારા નાટ્યલેખનની કથા પણ ૧૯૩૦ જેટલી જૂની છે. તે વખતે કરેલી એ શરૂઆતે આજ સારી એવી પ્રગતિ સાધી છે. ધંધાદારી રંગભૂમિના ખ્યાતનામ નાટ્યકાર શ્રી. મણિલાલ પાગલના આગ્રહથી એમનાં પાંચેક નાટકોમાં તેમજ 'મુંબઈ ગુજરાતી'ના 'ભક્ત પ્રહલાદ'

' જેવા નાટકમાં સ્વ. બાપુલાલ બી. નાયકના આગ્રહથી મેં ગીતો રચ્યાં હતાં જે પ્રેક્ષકોએ સારાં ઝીલ્યાં હતાં.

અસંખ્ય રેડિયો નાટિકાઓના લેખન ઉપરાંત ધંધાધારી રંગભૂમિનાં ' દુર્ગાદાસ, ' ' ભર્તૃહરિ, ' ' વિક્રમચરિત્ર ' અને ' યહુદી કી લડકી ' જેવા મશહૂર નાટકોનાં રેડિયો રૂપાંતરો પણ મારે હાથે થતાં સારો લોકાદર પામ્યાં હતાં. આમ આજે પણ મારી નાટ્યલેખન પ્રવૃત્તિ પૂર બહારથી ચાલે છે–પછી એ રેડિયો માટે હોય કે રંગભૂમિ માટે.

' ઉદયપ્રભાત 'ની માફક આ નાટ્યસંગ્રહનું પ્રકાશન પણ વડોદરાના સુપ્રસિદ્ધ કાંટાવાળા કુટુંબની જ મમતાનું પરિણામ છે. એની પ્રસિદ્ધિ પ્રસંગે આ નાટકો તરફ ખૂબ મમતા રાખનાર ભાઈશ્રી મીનુ બરજોરજી દેસાઈ તેમજ અન્ય મિત્રોને યાદ કરતાં આનંદ થાય છે.

ગુજરાત ને ગુજરાત બહાર કલાગુરૂ તરીકે ખ્યાતિ પામેલા આપણા સુપ્રસિદ્ધ કલામર્મજ્ઞ શ્રી. રવિશંકર રાવળે આ પુસ્તકનો પ્રવેશક—'જોયો માનવતાનો દીપ ' પ્રેમથી લખી આપી મને ઉપકૃત કર્યો છે.

ગુજરાત આ નાટિકાઓનો રસાસ્વાદ માણશે એવી આશા રાખી વિરમું છું.

કલ્યાણકુટિર :
૨, મહાલક્ષ્મી સોસાયટી :
એલિસબ્રિજ : અમદાવાદ-૭
તા. ૧૫ : ૨ : ૬૦

મૂળજીભાઈ પી. શાહ

# જોયો માનવતાનો દીપ

*

લઘુ નાટકો, રેડિયો નાટિકાઓ, ત્રિઅંકી નાટકો, નવલકથાઓ, રાસ-ગીતો, ગીતસર્જનો, કાવ્યકથાઓ, જીવનચરિત્રો તેમજ રંગભૂમિ અને સામાજિક પ્રકીર્ણ લેખમાળાઓના સર્જક અને અનુવાદક શ્રી. મૂળજીભાઈ શાહની વિવિધ દિશાની સાહિત્યપ્રવૃત્તિઓનો ઉલ્લેખ કર્યા પછી આ એક જ નાટ્યસંપૂટમાંથી તેમની સાહિત્યનિષ્ઠાનો પરિચય આપવાનું માત્ર એક સાહસ ગણાશે. એટલું જ નહિ પણ એ કાર્ય એમના જેવા જ કર્મનિષ્ઠ સાહિત્ય-ઉપાસકને ભાગે ગયું હોત તો હું વિશેષ ખુશી થાત. પરંતુ તેમણે રેડિયોકચેરીમાં સંચિત કરેલી ગુજરાતી રંગભૂમિની ઇતિહાસ સામગ્રી અને રંગભૂમિના વિવિધ ક્ષેત્રોના રખવાળો અને સેવકો તેમજ સાધકો જેવા લેખકો, નટો, મંડળોની તવારિખી માહિતીનો તસ્વીરો સાથેનો એક વિપુલ સંગ્રહ છેલ્લી સાહિત્ય પરિષદના સાહિત્યકલા પ્રદર્શનમાં રજૂ કર્યો તે મારા જોવામાં આવ્યો ત્યારે ગુજરાતની રંગભૂમિ અને નાટ્યપ્રકારોના આ એકાંત સાધક માટે મારા મનમાં ખરેખર અહોભાવ જાગ્રત થયો. તેથી તેમની કૃતિઓના પરિચય કરવાની તક મને મળી તેમાંથી આ સંપૂટ માટે મારા તરફથી તેમને સદ્ભાવ રૂપે થોડાં અક્ષરપુષ્પો આપીને કૃતાર્થતા અનુભવીશ.

શ્રી. મૂળજીભાઈએ તેમનાં નાટકોની વસ્તુની શોધ કરતાં પ્રાચીન મધ્યકાલીન અને અર્વાચીન ઇતિહાસનાં બધાં પૃષ્ઠો ઉથલાવી નાખ્યાં જણાશે. તેમણે ઇતિહાસના શિરોમણીઓના પાત્રો આલેખ્યાં છે પરંતુ જીવનની સફળતા માટે તો ત્યાગ, બલિદાન અને વિનમ્રતા કે સેવા અને મમતાના પ્રતીકોને જ આરાધ્યં છે.

એમનાં ' ઉદયપ્રભાત ' નામના નાટયગુચ્છમાં ગુજરાત–સૌરાષ્ટ્રના રાજપ્રકરણોમાં ભાગ ભજવી ગયેલાં જાણીતાં માનવપાત્રોની ખેલદીલી, મુત્સદીગીરી, સમર્પણ, ભૂમિવત્સલતા અને માનવસદ્‌ભાવનાનો ઉઠાવ આપનારા પાત્રો મૂર્તિમંત કર્યા છે.

એ જ પ્રમાણે આ પ્રસ્તુત ગુચ્છમાં ભારતીય ઇતિહાસમાં પ્રકાશમાન પાત્રોની મહાન ઘટનાઓના વાસ્તવિક પ્રસંગોનું આલેખન રજૂ કર્યું છે.

શ્રી. મૂળજીભાઈને તેમનાં નાટકોની પરાકાષ્ટા ઉપજાવવાને રેડિયો–સમયના માપનું બંધન બહુ ઉગ્રતાથી પાળવું પડે છે તેથી તે સમયના અંતરો વટાવવા જે મૌન અથવા પ્રવચકનાં અનુસંધાન–વચનોનો વિક્ષેપ સહન કરવો પડે છે તે અનિવાર્ય છે. વળી સંવાદ–વિસ્તાર થઈ ન જાય અને કથા ગતિમાન રહે એ પણ બીજી કસોટીની આંટીઘૂંટી છે.

આ નાટકો ક્વચિત જ દૃશ્ય તરીકે રજૂ થાય તો પણ તેના રસનો નિર્વાહ તો પાત્રોના લક્ષણ અને અધિકાર પ્રમાણેના વિવિધ સ્વરકંપનો, વિલંબો અને વાતાવરણના સૂચક ધ્વનિઓ પર અવલંબે છે. કથાને ત્વરિત વેગ આપવાને થોડાં વાક્યોથી કે હા, ના, જેવા સાદા પ્રતિઉચ્ચારોથી લેખકને પ્રસંગ ઝડપથી આટોપવો પડે છે ત્યાં કુશળ નટો વાક્યો કે શબ્દોને લહેરાવીને કે વિલંબાવીને રસક્ષતિમાંથી ઉગારી લઈ શકે. અને એ રીતે જ આ નાટયના સંવાદોનું વાચન થવું જોઇએ એવો મારો અનુભવ થયો છે.

આ નાટય પ્રસંગો મૂકવાચન માટે નથી જ એટલું સમજીને કોઈ વાંચશે તો પ્રસંગ પાત્રો અને પરિસ્થિતિનું સર્જન અવાજથી કેમ થઇ શકે છે તેની પ્રક્રિયાનો આનંદ માણી શકશે.

એમનાં ગીતોની લહેરો પણ જ્યારે ગવાય છે ત્યારે અનેરી બની જાય છે–સહેજ ગાઇ જવાય એવી મીઠી મધુરી :

'ઓ યમુના! યમુના! યમુના!
નદીઓમાં તું મહારાણી!'

× × ×

'હું તો ખોળું છું મુજ દિલ;
મને જડે નહિ મંજિલ!'

× × ×

'પ્રકાશ દર્શન થાય:
પ્રવાસી! દૂર દૂર ક્યાં તું જાય?'

× × ×

'ભાવ જગવતી; હૈયું હરતી:
રસભર વાતો વદતી—
રજની રંગે: આવે ઉમંગે'—

× × ×

'અંધાર ભરેલા જગમાં શોધું, માનવતાનો દીપ.'

એ છેલ્લી લીટીમાં શ્રી. મૂળજીભાઇનાં નાટકોનું લક્ષ્ય જાણવાની કૂંચી મળે છે. એ દીપ શોધી પ્રકટાવી માનવ સંસારને અજવાળવાના એમના કોડ કલમથી પૂરા કરવાનો સંતોષ આ પ્રકાશનથી એઓ અનુભવે. એમના જ પાત્રે છેવટ ગાયું છે તેમ જ

'અંધાર ભરેલા જગમાં જોયો,
માનવતાનો દીપ;
હર્ષ છવાયો હૈયે મારા,
ઝગમગ જ્યોત સમીપ.
જોયો માનવતાનો દીપ.'

અમદાવાદ
તા. ૧૪:૨:૬૦

રવિશંકર મ. રાવળ



## અનુક્રમ



**રંગભૂમિ રસદર્શન**

ગયા ઑક્ટોબર માસમાં અમદાવાદમાં ભરાયલી સાહિત્ય પરિષદ્ પ્રસંગે યોજાયલા કલા પ્રદર્શનના રંગભૂમિ વિભાગનો પરિચય પરિષદ્-પ્રમુખ **શ્રી. કાકાસાહેબ કાલેલકરને** એ વિભાગના સંયોજક **શ્રી. મૂળજીભાઈ પી. શાહે** કરાવ્યો હતો તે પ્રસંગની તસ્વીર

તાજમહાલ



અર્પણ

ગુજરાતી સાહિત્યના આજીવન ઉપાસક, ચિંતક અને સર્જક
**સંસ્કારમૂર્તિ શ્રી કાકાસાહેબ કાલેલકરને**

## પાત્રો :

રઝિયા : એક અમીરજાદી
( પાછળથી મુમતાજ મહાલ )

શબ્નમ : એની દાસી

પિતા : રઝિયાનો પિતા

હુસન : રઝિયાનો પ્રેમી

શાહજહાન : મોગલ સમ્રાટ

[ શહેનશાહ શાહજહાનની પ્રેમરાજ્ઞી મુમતાજ બેગમનું ભવ્ય સ્મારક 'તાજમહાલ'—કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું એ પ્રેમ અને કરુણાની દર્દકથા આ નાટિકા દ્વારા રજૂ કરવામાં આવી છે. ]

પ્રવચક : સાંજનો સમય છે. ભારતવર્ષના પાટનગર દિલ્હીમાં યમુના નદીને એકાંત કિનારે પોતાના મહેલના બગીચામાં બેઠી બેઠી રઝિયા ગીત ગાઈ રહી છે :

ઓ યમુના! યમુના! યમુના!
યમુના! તારાં નિર્મળ પાણી :
નદીઓમાં તું મહારાણી! યમુના!
મંદ સમીરે, રસની લ્હેરે, લહરી થનગન થાય;
નીર પર તરતી નૈયા ડોલે, દૂર દૂર ચાલી જાય.
યમુના! તારી મંજુલ વાણી :
નદીઓમાં તું મહારાણી! યમુના!
યુગયુગની કંઈ સંસ્કૃતિ જોઈ, જોયા કૈં સામ્રાજ્ય;
પાટનગરની શોભા તું તો, કરતી ધન્ય સમાજ.
યમુના! તારી પ્રીત પિછાણી :
નદીઓમાં તું મહારાણી! યમુના!
તારે આરે કૈંક રચાયા, યુગયુગના ઇતિહાસ;
કૃષ્ણચંદ્ર ને રાધારાણી, રમ્યા જ્યહીં રસરાસ.
યમુના! જુગજુગ જૂની કહાણી :
નદીઓમાં તું મહારાણી! યમુના!

શબનમ : ખૂબ સુંદર! રઝિયા! ખુદા તાલાએ તને કોકિલાનો કંઠ બક્ષ્યો છે. તારી વાણીમાંથી તો અમૃત ઝરે છે. જેવી નદીઓની મહારાણી યમુના છે—જેનું તેં હમણાં ગીત ગાયું—તેવી એક મોટા સામ્રાજ્યની તું પણ ભાવિ મહારાણી થવાની છું.

રઝિયા : શબનમ! તું આ શું બોલે છે? મોટા સામ્રાજ્યની મહારાણી! હું? અસંભવિત છે. આજે તો તેં સુરનો શીશો તો નથી ઢીંચ્યોને.

શબનમ : રઝિયા ! બ્હેન ! આ બાંદી પૂરેપૂરી હોશમાં છે. તમે મને કદીએ નશામાં જોઈ છે ?

રઝિયા : તો પછી આજ તારે મોંએ આ હું શું સાંભળું છું ?

શબનમ : રઝિયા ! એ જ તારૂં ભાવિ નિર્માણ થયું છે.

રઝિયા : બાંદી ! તું આ શું બોલે છે ?

શબનમ : વિધાતાની ભાષા સમજતાં હવે ઝાઝી વાર નહિ લાગે.

રઝિયા : શબનમ !

શબનમ : બ્હેનબા ! જરા શાંત થાવ. તમારા અબ્બાજાને છેવટનો નિર્ણય કરી લીધો છે.

રઝિયા : છેવટનો નિર્ણય ? શેનો ?

શબનમ : આપની શાદીનો.

રઝિયા : કોની સાથે ?

શબનમ : દિલ્હીના શાહાજાદા ખુરમ સાથે.

રઝિયા : પછી મારા હસનનું શું ? શબનમ !

શબનમ : એને તમારે ભૂલી જવો પડશે, રઝિયા !

રઝિયા : એ તે શી રીતે બને ? શબનમ !

શબનમ : મેં તમારા અબ્બાજાનની વાત સાંભળી છે, અને એટલે જ હું તમને એ જણાવું છું.

રઝિયા : જાણે માથા ઉપર વીજળી પડી. હવે એમાંથી ઉગરવાનો કંઈ આરો ? શબનમ !

શબનમ : તમારા પિતાની નજરમાંથી કોણ પોતાનો છૂટકારો મેળવી શકે એમ છે ? હસન અને તમારા સંબંધ વિષે એમને કંઈ શંકા પડી છે.

રઝિયા : તું કંઈક જાણતી હોય એમ લાગે છે. કહે તો ખરી. આજ મારૂં હૈયું વલોવાઈ જાય છે.

શબનમ : જાણવું છે ? તો સાંભળો. જે દિવસે એ તમારી આરસની પ્રતિમા ઘડી લાવ્યો તે દિવસથી તમારા અબ્બાની એના ઉપર કરડી નજર છે.

રઝિયા : યા ખુદા ! તારી લીલાનો પાર કોણ પામે એમ છે ?

શબનમ : જુઓ બ્હેન ! સ્વસ્થ થાવ. સામેથી તમારા અબ્બાજાન જ આવે છે. જાવ છું.

રઝિયા : યા ખુદા !

પિતા : દીકરી ! ખુદાને ઠીક યાદ કરી રહી છે.

રઝિયા : તો અબ્બાજાન ! બીજું કરૂં પણ શું ? ખુદાની બંદગી એજ જીવનનો સહારો છે.

પિતા : હું તને એક ખુશખબર આપું છું.

રઝિયા : ખુશખબર ! શાની ? અબ્બાજાન !

પિતા : દીકરી ! મેં અને તારી અમ્માએ તને શાહજાદા ખુરમ સાથે પરણાવવાનો નિર્ણય કર્યો છે.

રઝિયા : પણ...અબ્બાજાન !

પિતા : બોલતાં કેમ અચકાય છે ? બેટા !

રઝિયા : મારે એની બેગમ નથી થવું એનું શું ?

પિતા : કેવી બેહુદી વાત ! એની બેગમ થવા માટે તો કંઈક રૂપરમણીઓ પ્રાણ પાથરે છે પણ એ સુખ તો કોઈના જ ખુશનસીબમાં લખાયું હોય છે.

રઝિયા : મારે તો ગરીબાઈમાં જ અમીરીનાં સુખ ભોગવવાં છે.

પિતા : હું સમજું છું, દીકરી ! તેં હવે માઝા ઓળંગવા માંડી છે.

રઝિયા : બાપુ ! આપની વાતમાં હું કંઈ જ સમજી શકતી નથી.

પિતા : ન સમજે એટલી નાની તો તું હવે નથી, રઝિયા ! હું હસનની વાત જાણું છું.

રઝિયા : શું જાણો છો ? અબ્બાજાન !

પિતા : કે એણે તને ફસાવવા માટે જાળ બિછાવી છે અને એ જાળમાં માછલી ફસાવાની અણી ઉપર છે.

રઝિયા : આ આપનો ભ્રમ છે. એણે મને ફસાવી નથી પણ

એ મને ગમે છે. હું એની શિલ્પકળા ઉપર મુગ્ધ છું. એના જેવો અજોડ શિલ્પી...

પિતા : બસ, હવે એની પ્રશંસા કરવી રહેવા દે. તારે શાહજાદાની સાથે શાદી કરવી જ પડશે. મેં એને કોલ આપ્યો છે અને તને આ મારું છેલ્લું ફરમાન છે. વળી તું જાણે છે કે મારી ઇચ્છાની આડે આવનારના શા હાલ થાય છે?

રઝિયા : અબ્બાજાન! રહેમ કરો. આ બરોબર નથી થતું.

પિતા : મેં બરોબર કર્યું છે. મારી અમીરીને શોભાવે એવો જમાઈ શોધ્યો છે. ક્યાં ભિખારી હસન અને ક્યાં દિલ્લીનો ભાવિ સમ્રાટ! બોલ શો ઉત્તર છે? રઝિયા!

રઝિયા : જ્યાં આપે નિર્ણય કર્યો છે ત્યાં પછી મારું કોણ સાંભળનાર છે? જેવી તમારી ને મારી અમ્માની મરજી.

પિતા : માબાપની આજ્ઞા માનવી એ તો સંતાનોનું કર્તવ્ય છે. હવે તને તારું હિત સમજાતું હોય એમ લાગે છે. જાવ છું.

રઝિયા : શબનમ! શબનમ! આમ આવ.

શબનમ : જી આવી!

રઝિયા : તારી વાત તો સાચી નીકળી. અબ્બાજાન હવે હઠ નહિ છોડે. મારા હૈયામાં વેદના થાય છે. મારૂં મન મુંઝવણ અનુભવે છે. જા તું તારૂં કામ કર. આજ મને એકલી જ બેસી રહેવા દે.

રઝિયા : [ગીત]

કરવો કેમ ઉપાય?
હો મારે, કરવો કેમ ઉપાય?
સ્વપ્નાં સર્વ વિલાય :
હો મારે, કરવો કેમ ઉપાય?
કેમ કરી પ્રિયજનને ભૂલું? મુંઝવણ એની થાય;
આશા નિરાશા થાતાં હૈયે, દર્દ ઘણાં ઉભરાય.
હો મારે૦

યમુના તીરે પ્રીતના લીધા, બંનેએ કંઈ કોલ.
ભાવિ જીવનની ભવ્ય ભાવના, અદ્રશ્ય થતી અણમોલ.
હો મારે૦
મનનો મોહન જેને માન્યો, ભૂલ્યો કેમ ભૂલાય?
કરૂણા કેરા રંગો ઘેરા, જીવન માંહી છવાય.
હો મારે૦
દૂર થશે મુજ દ્રષ્ટિથી પણ, દિલડે એનો વાસ;
મૂર્તિ મનોહર નયને રમતી, જુદો જીવન પ્રવાસ.
હો મારે૦

પ્રવચક : રઝિયાનો પ્રેમી હસન આવતાં છેલ્લી કડી સાંભળે છે. રઝિયાનું ધ્યાન ગાવામાં જ છે :

હો! મારે કરવો કેમ ઉપાય?

હસન : હું કેવો ભાગ્યશાળી છું કે મારા મન-મંદિરની મેના જીવનનું સંગીત છેડી રહી છે ને હું સાંભળી રહ્યો છું. હસન! તું જો તો ખરો કે તારા પ્રેમની કોયલ કેવી ટહૂકી રહી છે. કેવું આલ્હાદક છે એનું સંગીત! હિંડોલે ઝૂલતી જાણે દેવ-કન્યા ન હોય! યા ખુદા! હું બી કેવો ખુશનશીબ છું. અરે! રઝિયા! હું આવી ગયો.

રઝિયા : આવ હસન! મારી પાસે આવ.

હસન : રઝિયા! તું મને જ યાદ કરી રહી છે. એ વાત સાચી છે કે પ્રેમીને પ્રેમીની યાદ પળપળ સતાવી રહી હોય છે. તું ધ્યાન ધરતી હતી ત્યાં તો તારો મુઝાવર હાજર થઈ ગયો.

રઝિયા : હસન!

હસન : રઝિયા! બોલ-બોલ. બોલતાં કેમ અટકી ગઈ? હમણાં તો તું હૈયાના તાર ઝણઝણાવે એવું ગીત છેડી રહી હતી. શું તારૂં એ રસસંગીત?

રઝિયા : હસન! મારાં વખાણ ન કર.

હસન : પોતાની પ્રિયાનાં વખાણ કરવા એ શું પાપ છે?

રઝિયા : પાપ ને પુણ્યની વાત મારી પાસે ન કર.

હસન : આવું શું બોલતી હોઈશ ? રઝિયા ! આજે તારૂં મુખ કેમ ઉદાસ દેખાય છે ?

રઝિયા : હસન ! આજે તો મારે તને જીવનની એક વાત કહેવાની છે.

હસન : જીવનની એક જ વાત ?

રઝિયા : હા, એક જ વાત અને તે છેક છેલ્લી.

હસન : શું કહે છે ? છેલ્લી વાત ? મારી મશ્કરી તો નથી કરતી ને ?

રઝિયા : રઝિયાએ જીવનમાં કોઈની મશ્કરી કરી નથી અને તેમાં ય હસનની મશ્કરીનો તો ખ્યાલ સુદ્ધાં મને કેમ આવે ? પણ—

હસન : પણ શું ? રઝિયા !

રઝિયા : હસન ! તારે એક કડવી વાત સાંભળવી પડશેં.

હસન : કડવી વાત ! અને તે મારે સાંભળવી પડશે ? તારે મોંએ ?

રઝિયા : સાંભળવી જ એકલી શું કામ ?

હસન : એટલે ?

રઝિયા : તારે કડવા ઘૂંટડા ગળી જવા પડશે.

હસન : આજે આવું આવું શું બોલતી હોઈશ ? રઝિયા ! મને તારી ભાષા નથી સમજાતી.

રઝિયા : હસન ! ન સમજાતી એ ભાષા તારે સમજવી પડશેં. હૈયાને વજ્જરનું બનાવવું પડશે.

હસન : વજ્જરનું હૈયું ?

રઝિયા : હા હસન ! તારે મને ભૂલવી પડશે.

હસન : એ અસંભવિત છે. મારા મનની મનોહારિણીને હું કેમ ભૂલી શકું ? એ કલ્પના જ કેટલી બેહુદી છે ?

રઝિયા : હસન ! મને લાગે છે કે હું તારે માટે નથી સરજાઈ.

હસન : કેવી બેહૂદી વાત ! મારી રઝિયા ! જીવનભર મારી જ રહેશે. બીજાની શી મજાલ છે કે એને મારાથી છૂટી પાડી શકે ?

રઝિયા : હું બીજાની થઇ ચૂકી છું.

હસન : આશ્ચર્ય ! રઝિયા આ તું બોલે છે ? હસનની રઝિયા બોલે છે ? મારા મનમંદિરની દેવી બોલે છે ? પ્રેમહંસની હંસી બોલે છે ? શિલ્પીની કલા બોલે છે ?

રઝિયા : હસન ! હું તને શી રીતે સમજાવું ? હું એવા પુરૂષની થઈ ચૂકી છું કે જગતમાં એનો સામનો કોઈ કરી શકે એમ નથી.

હસન : એવો પુરૂષ કોણ છે ? રઝિયા !

રઝિયા : કલ્પી શકે છે ? હસન !

હસન : જ્યાં હયા ઉપર વજ્રઘાત થતો હોય ત્યાં કલ્પનાના આકાશમાં ક્યાંથી ઉડી શકું ? મારી પ્રેમપાંખો તો કપાઈ રહી છે. રઝિયા ! કહે એ મારો હરીફ કોણ છે ?

રઝિયા : સાંભળવું છે એનું નામ ? તો સાંભળ એનું નામ—એ છે ભાવિ દિલ્લીપતિ—શાહજાદો ખુરમ.

હસન : રઝિયા ! મારા કરતાં તને એ વધારે સુંદર લાગ્યો ?

રઝિયા : ના !

હસન : એની રાજગાદીએ તને કામણ કર્યું ?

રઝિયા : હરગીઝ નહિ.

હસન : તો પછી મારી ગરીબાઈ તને ન રૂચિ ?

રઝિયા : તને કેવી રીતે સમજાવું ઓ હસન ! ઓ મનોરમ કલાકાર ! કે મારી પસંદગીનો એ સવાલ જ ન હતો. બાકી મને તો ગરીબાઇમાં જ અમીરી માણવાના કોડ હતા.

હસન : તો પછી ?

રઝિયાં : મારા અબ્બાજાનને તો તું ઓળખે છે ને ?

હસન : એને કોણ ન ઓળખે ? સારા યે દિલ્લીની એ રાજદ્વારી વ્યક્તિ ! જોતાં જ ભય ઉપજાવે એવી ! પણ એનું શું છે ?

રઝિયા : એમણે પોતાની શ્રીમંતાઇને શોભે એવો જમાઇ પોતાની દીકરી માટે શોધ્યો છે.

હસન : અને તેં એ વાત કબૂલ કરી કેમ ? શા માટે ન કબૂલે ? કયાં આ હસનની ગરીબાઈ અને કયાં એ ભાવિ શાહજાદાની અઢળક સમૃદ્ધિ !

રઝિયા : હસન ! મનમાં ઓછું ન આણીશ. એ સિવાય મારે માટે બીજો છૂટકો ન હતો.

હસન : મારી આશાનો મિનારો જમીનદોસ્ત થઇ ગયો, રઝિયા ! મારા મનની મુરાદો મનમાં જ સમાઇ ગઈ. મારાં જીવનભરનાં સોણલાં આજ અદશ્ય થઈ ગયાં. તારો વિયોગ રઝિયા ! મારાથી નહિ વેઠાય અને છતાં તું કહે છે કે ઓછું ન આણીશ ? કેવી વિચિત્ર ઘટના !

રઝિયા : તે માટે હું લાચાર છું. પણ હવે બીજો ઉપાય નથી. તું તારે માર્ગ જા. મને ભૂલી જજે. તેમાં જ તારૂં સુખ છે–શોભા છે.

હસન : જાઉં છું, રઝિયા ! જીવનભર તારી જ યાદમાં પાગલ થઇને ફરીશ. મારૂં રોમ રોમ પ્રેમનાં કરૂણ ગીત ગાશે. સંગેમરમર ગમે તેટલો સફેદ છતાં પત્થરજને ? ઓ રૂપની પૂતળી ! તારૂં હૈયું પણ પાષાણનું છે. હું જાઉં છું. પ્રેમનો પૂજારી પ્રેમમંદિરેથી એની આરાધ્યદેવીનો કૃપાપ્રસાદ પામ્યા વિના પાછો ફરે છે.

પ્રવચક : અને હસન ત્યાંથી ભારે હૈયે વિદાય લે છે. એને હવે દિલ્લીમાં રહેવું વસમું લાગે છે. પોતાની પ્રેમમૂર્તિ પોતાની મટી ગઈ એ વિચાર એને ઘણો મુંઝવી નાંખે છે. આખરે એ દિલ્લી છોડે છે. દેશ છોડે છે. તહેરાનનો વાસી વસે છે. તહેરાનના જાહેર બજારમાં એ શિલ્પી એક દુકાન માંડે છે. ત્યાં એ અનેક મૂર્તિઓ સર્જે છે પણ એ મૂર્તિઓ સ્ત્રીની જ હોય છે. એ મૂર્તિઓ ઘડે છે ને હથોડાથી એના ભાંગીને ભૂકા કરે છે, અને એમ એ પાગલ પ્રેમી કલાકાર દુઃખી જીવન જીવે જાય છે. આમ ઘણાં વર્ષો વીતી જાય છે. અવારનવાર

એની દુકાને આવતો એનો એક યાસીન નામનો ઓળખીતો જુવાન આજ એની દુકાને ઑવી ચઢે છે.

યાસીન : હસન ચાચા ! તમે રોજ આમ કેમ કરો છો ? મૂર્તિ ઘડો છો ને હથોડાથી એના ટુકડા કરો છો ?

હસન : ભાઈ ! મને એ વાત ન પૂછીશ. ભૂતકાળના એ પ્રસંગને યાદ કરતાં મારું હૈયું વલોવાઈ જાય છે.

યાસીન : ચાચા ! ખરેખર તમે ઘણા દુઃખી લાગો છો.

હસન : એ દુઃખમાં જ મારી મજા છે. જાણવું છે ? તો જાણી લે કે એક નિર્દય નારીની આ મૂર્તિ છે. એનું હૈયું વજ્જરનું હતું. એની મૂર્તિને હું ઘડું છું ને પછી હથોડાથી ભાંગીને એના ટુકડા કરી દઉં છું, અને એ તો મારા જીવનનો નિત્યનો ક્રમ–ઉપક્રમ થઈ પડ્યો છે. એની પાછળ મારા ભૂતકાળનું દર્દ ભર્યું છે.

યાસીન : હસન ચાચા ! સાંભળ્યું કંઈ ?

હસન : શું ? યાસીન !

યાસીન : દિલ્લીનો બાદશાહ તો જાણે પાગલ જેવો થઈ ગયો છે.

હસન : કોણ શાહજહાન ? શાથી વારુ ? તેં કંઈ સાંભળ્યું છે ? યાસીન !

યાસીન : એની માનીતી બેગમ મૃત્યુ પામી ?

હસન : એની બેગમ ? મૃત્યુ પામી ? કયી બેગમ ?

યાસીન : સાંભળ્યું છે કે એનું મૂળ નામ રઝિયા હતું. પણ બાદશાહની બેગમ થયા બાદ બાદશાહે એનું નામ મુમતાજ રાખ્યું હતું.

હસન : રઝિયા ! મુમતાજ ! મૃત્યુ પામી ? હસન ! આ તું શું સાંભળે છે ? આજે સારાયે જગતનું સૌંદર્ય આથમી ગયું. ઓ કુદરત ! તારી લીલા અગમ્ય છે. પાગલ હસન ! શો વિચાર કરે છે ?

યાસીન : કલાકારો બધા પાગલ જ હોય છે. જાવ છું હસન ચાચા ! સલા માલેકુમ !

હસન : માલેકુમ સલામ ભાઈ ! એ ગઈ છતાં એની છબી મારી આંખોમાં રમે છે !

પ્રવચક : અને પ્રેમદીવાનો હસન તહેરાનથી દિલ્હી આવ્યો. એક દિવસ યમુના નદીને તીરેથી દીવાનાની માફક ગાતો જઈ રહ્યો છે ત્યાં શાહજહાનની નજર એના પર પડે છે.

હસન : (ગીત)

હું તો ખોળું છું મુજ દિલ;
મને જડે નહિ મંઝિલ! હું તો૦
કંઇક કહેને યમુના! મુજને, ક્યાં છે એનો વાસ?
આશ વિહોણું હૈયું મારું, રહે સદા ઉદાસ;
ઝેરી વાય અનિલ. હું તો૦
સ્મરણો જૂનાં જાગતાં આજે, દર્દ ઉરે ઉભરાય;
પ્રાણ જતાં તનપીંજરિયું આ, સૂનું સૂનું જણાય.
મુંઝવે પ્રશ્ન જટિલ. હું તો૦

શાહજહાન : ક્યાંથી આવો છો? ભાઈ!

હસન : હું આવું છું તો તહેરાનથી પણ એનું આપને શું કામ છે?

શાહજહાન : તમારી પાગલ જેવી હાલત ઉપર મને દયા આવે છે માટે પૂછું છું. અહીં શું શોધો છો?

હસન : મારી દયા ખાવાની કોઇને જરૂર નથી. હું મારી ખોવાયેલી વસ્તુ શોધું છું.

શાહજહાન : તમારી કઈ વસ્તુ ખોવાઈ છે? ભલા! મને કહેશો? મારાથી અપાય એમ હશે તો હું જરૂર આપીશ.

હસન : એ વસ્તુ જગતમાં કોઈ આપી શકે એમ નથી.

શાહજહાન : એવું શું છે? મુસાફર!

હસન : એ જાણવાથી આપને ફાયદો નથી.

શાહજહાન : તો પણ—

હસન : હું મારી પ્રિયાના પ્રેમને-એનાં સ્મરણોને-મારા જ દિલને શોધું છું.

શાહજહાન : તમે પ્રેમના પાગલ લાગો છો ?

હસન : જગતમાં કોણ પ્રેમનું પાગલ નથી ? અને આપ પણ મારી માફક...

શાહજહાન : પાગલ છું એમ જ ને ? સાચું કહ્યું તેં–ખૂબ સાચું કહ્યું. મને પણ મારી પ્રિયાની સ્મૃતિ સતાવે છે. મારી મનોદશા જાણનાર તું કોઈ કલાકાર લાગે છે ! જાણે છે કંઈ કલા ?

હસન : કલા ! અરે ! કલાનો તો હું મુઝાવર છું. પત્થરમાં જીવ મૂકું છું.

શાહજહાન : પાષાણે પ્રાણ પૂરનાર ઓ પ્રવાસી ! તું કોઈ અજબ શિલ્પી લાગે છે ! કહે તારી શી મહેચ્છા છે ?

હસન : મારી મહેચ્છા તો ઘણી મોટી છે.

શાહજહાન : શી ?

હસન : બેગમને અમર કરવાની.

શાહજહાન : મારી મુમતાજને ?

હસન : મુમતાજ કોની હતી તે તો ખુદા તાઅલા જ જાણે છે ! પણ એની કબર ઉપર એક બેનમૂન મકબરો ઊભો કરવા માગું છું.

શાહજહાન : મારી પણ એવી જ મુરાદ છે ને એ માટે હું કોઈ અજોડ શિલ્પીની રાહ જોઈ રહ્યો હતો. ખુદા તાઅલાએ જ તમને મારી પાસે મોકલી આપ્યા લાગે છે.

હસન : જેવો વિધાતાનો સંકેત !

શાહજહાન : આપ એનો નકશો રજૂ કરી શકશો ?

હસન : જોવો છે ?

શાહજહાન : તૈયાર છે ?

હસન : હા, એ નકશો મારી પાસે મોજુદ છે. લ્યો જુઓ.

શાહજહાન : આહ ! ઘણો અદ્‌ભુત નકશો ! જાવ જોઈએ તે સાધન સામગ્રી મંગાવો પણ મારી પ્રિયતમાનું સંગેમરમરનું કોઈ અદ્‌ભુત સ્મારક અહીં જ—યમુના તીરે રચો કે જગતમાં જેનો જોટો ન જડે.

હસન : શહેનશાહ ! હવે એમાં કંઈ કહેવું નહિ પડે. સ્નેહનાં સ્મારક સદા અજોડ હોય છે! અજર હોય છે! અમર હોય છે.

પ્રવચક : અને વર્ષોની મહેનત બાદ એ અજોડ શિલ્પી હસને જગતની બેનમૂન કલાકૃતિ સમો તાજમહાલ યમુનાને કિનારે ઉભો કર્યો. એણે પાષાણમાં પ્રાણ પૂર્યા. તાજમહાલ સંપૂર્ણ થયા બાદ એક દિવસ શાહજહાન ત્યાં આવી ચઢે છે.

શાહજહાન : શિલ્પી હસન ! તમે તો ખરેખર અદ્દ્ભુત છો. તમારી કલા જાદુભરી છે. તમે આજ મારી મુમતાજને પાછી જીવંત કરી છે. ઓહ ! અદ્દ્ભુત ! અજોડ ! મારી પ્રિયાને જગતમાં અમર કરનાર ઓ ફિરસ્તા ! માગ, જે માગીશ તે આપીશ. તારી મહેનતનાં મૂલ્ય આપતાં શાહજહાન પોતાનો લક્ષ્મીભંડાર ન્યોછાવર કરતાં પાછો નહિ પડે.

હસન : શાહ મને શું આપી શકવાના હતા ?

શાહજહાન : શાહજહાનના વચન ઉપર તને વિશ્વાસ નથી ?

હસન : શું માગું ? શહેનશાહ ! મારાં મૂલ્ય તો મને ક્યારનાં યે મળી ગયાં છે. મારે જે સર્જન કરવું હતું તે મેં ઉભું કર્યું છે. એ જ મારા મૂલ્યાંકન છે. દિલ્લીપતિ ! સાચો પ્રેમ કદી બદલાની આશા રાખતો નથી.

પ્રવચક : અને એ મહાન કલાકાર હસન ત્યાંથી ચાલી નીકળ્યો. શહેનશાહ શાહજહાને એની ઘણી તપાસ કરાવી પણ ત્યારબાદ એ કલાકાર ક્યાં અદશ્ય થઈ ગયો એની જગતમાં કોઈને જાણ ન થઈ. અને એમ એ મહાન શિલ્પી હસને પોતાના પ્રેમની સાચી સ્મૃતિ રૂપ જગતને તાજમહાલની ભેટ ધરી.

સુંદર શિલ્પી સ્નેહનું, સ્મારક તાજમહેલ,
યમુના કાંઠે પ્રેમની, કવિતા રેલે રેલ.

---

પ્રેમસમાધિ



અર્પણ

જેમણે મારાં ત્રણ પુસ્તકો 'રાસનિકુંજ', 'નિરંજના' અને 'અભયકુમાર'ના પ્રવેશક લખી મને ઋણી બનાવ્યો છે એ

સૌજન્યમૂર્તિ

**સાક્ષર શ્રી. સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈને**

## પાત્રો :

પંડિત જગન્નાથ : 'રસગંગાધર' અને 'ગંગાલહરી' આદિનો સર્જક

રામનાથ : એનો મિત્ર

અકબરશાહ : દિલ્લીપતિ

ભામિની (લવંગી) : અકબરશાહની પુત્રી (પં. જગન્નાથની પત્ની)

અપય્યા દીક્ષિત : કાશીના એક ધુરંધર પંડિત

[ સોળમી સદીમાં ભારતવર્ષમાં મોગલ સમ્રાટ અકબરશાહના શાસનકાળ દરમિયાન એની પુત્રી ભામિની ઉર્ફે લવંગી સાથે લગ્ન કરનાર પંડિતરાજ જગન્નાથ, અકબરશાહ, જહાંગીર તથા શાહજહાનના સમકાલીન હતા. એમનાં બ્રાહ્મત્વના અદ્દભૂત ચમત્કારની ઘટના આ નાટિકામાં આલેખવામાં આવી છે. ]

પ્રવચક : પંડિત જગન્નાથ અને એનો મિત્ર રામનાથ જમનાજીમાં નૌકા વિહારે નિસર્યા છે.

રામનાથ : કવિરાજ ! વસંતની ખુશનુમા સંધ્યા કેવી સોહામણી લાગે છે ?

જગન્નાથ : સોહામણો છે એથી યે આપણો આ નૌકાવિહાર. આપણી નૌકા જમનાજીનાં જળમાં કેવી નાચી રહી છે ! અનિલ એને નચાવી રહ્યો છે !

રામનાથ : જગન્નાથ ! નાની ઉમરમાં તમે ખૂબ કીર્તિ કમાયા. તમારી કવિતાકલા ઉપર સારોયે સંસાર મુગ્ધ છે. કુદરતે કેવી પ્રતિભા બક્ષી છે !

જગન્નાથ : રામનાથ ! તને મારી પ્રતિભાની અદેખાઈ આવે છે ?

રામનાથ : જગન્નાથ ! એમાં અદેખાઈની ક્યાં વાત આવે છે ? હું તો તારી પ્રશંસા કરતો હતો છતાં, જેની અપૂર્વ પ્રશંસા થાય એવી જીવંત પ્રતિભાની તો તારા મનોમંદિરમાં ખોટ છે.

જગન્નાથ : તારી વાત છેક ખોટી તો નથી. એ વાતની મારા હૈયાને જરૂર ઉણપ લાગે છે. એ ઉણપ મારા હૈયાનાં મંદિરમાં સૂનકાર પાથરે છે.

રામનાથ : રસકવિ ! એ ઉણપ પૂરવા પ્રયત્ન કેમ કરતા નથી ?

જગન્નાથ : હૈયાની ઉણપ પ્રયત્નથી નથી પૂરાતી. એનો સમય આવશે ત્યારે એ પૂરાશે.

રામનાથ : તને પરણાવવા માટે તારી જ્ઞાતિના કૈંક ગૃહસ્થોએ પોત પોતાની કન્યાઓ માટે કહેવડાવ્યું છે, પણ તું એકનો બે ક્યાં થાય છે ?

જગન્નાથ : મન નથી માનતું, રામનાથ! મારી વિદ્વતાને વેગ આપે–પ્રેરણાંનાં પાન કરાવે એવી એક પણ કન્યા મારી દ્રષ્ટિએ દેખાતી નથી. ભામિનીનાં મૃત્યુ પછી એનું સ્થાન લે એવી સ્ત્રી નથી દેખાતી !

રામદાસ : એમ કહી ઊંચા કુળની શ્રીમંત કન્યાઓને તું નકારો આપે એ ઠીક ન કહેવાય.

જગન્નાથ : રામનાથ ! બસ, હવે પછી તું કદાપી મારી સાથે લગનની વાત છેડીશ નહિ.

રામદાસ : એમ કે ? મને એમ લાગે છે કે તારૂં મન કોઇક સુંદર આમ્રવૃક્ષની ડાળીએ જરૂર બેઠું છે !

જગન્નાથ : તું તો મારો આપ્તજન છે, રામનાથ ! તારી પાસે હૃદયું ખોલવામાં સંકોચ નથી.

રામનાથ : તો પછી વાર શી ? ખોલી નાખને !

જગન્નાથ : મારી કલ્પનાની મૂર્તિ હજુ સુધી મને મળી નથી.

રામનાથ : સંસારમાં બહુ ઓછાઓને કલ્પનામૂર્તિઓ મળે છે. કલ્પનાના આકાશમાં ઊડનારને હંમેશાં નિરાશા જ સાંપડે છે.

જગન્નાથ : ભાઈલા ! મને શ્રદ્ધા છે–સંપૂર્ણ શ્રદ્ધા છે કે હું મારી કલ્પનામૂર્તિને જરૂર મેળવીશ.

રામનાથ : જો સામે કિનારેથી કોઈ નૌકા આ બાજુ આવતી લાગે છે.

જગન્નાથ : નૌકા ! હા, એમાં કોણ બેઠું છે ? અરે ! ગીત પણ સંભળાય છે.

( ગીત )

**હે પ્રવાસી ! પ્રવાસી ! પ્રવાસી !**
**દૂરના વાસી !**
**દૂર દૂર ક્યાં તું જાય ?**
**જાય એકલો માર્ગ ગહન છે:**
**દિલમાં તારા સ્નેહ દહન છે:**

ભૂલો પડી અથડાય.
પ્રવાસી ! દૂર દૂર ક્યાં તું જાય ?
આશા તારી ગઇ છે પોઢીઃ
રજની આવી અંબર ઓઢીઃ
અંધકાર બધે પથરાય.
પ્રવાસી ! દૂર દૂર ક્યાં તું જાય ?
આવ બનું તુજ જીવન સંગીઃ
માર્ગ બતાવું તને તરંગીઃ
પ્રકાશ દર્શન થાય.
પ્રવાસી ! દૂર દૂર ક્યાં તું જાય ?

જગન્નાથ : આહા ! સંગીતની શી મનોરમ સુરાવલિ ! કોઇ કિન્નરી લાગે છે ?

રામનાથ : હૈયાને સ્પર્શે એ કવિતા ! વહાલપની વાંસળી વગાડે એ વનિતા ! ને પ્રકાશનાં દર્શન કરાવે એ સવિતા !

જગન્નાથ : રામનાથ ! આ પણ જીવંત કવિતા લાગે છે. કલ્પી શકે છે કોણ હશે એ ?

રામનાથ : હું શું કલ્પી શકું ? હશે કોઇ અમીર ઉમરાવની બેટી. એ વિના તો આ રીતે નૌકાવિહારે કોઇ સામાન્ય કન્યા ન જ નીસરે.

જગન્નાથ : ગમે તે હોય, રામનાથ ! આજનો નૌકાવિહાર સફળ થયો.

રામનાથ : કોનો ?

જગન્નાથ : આપણા બંનેનો.

રામનાથ : બંનેનો ? કવિરાજ કંઇ કેફ તો નથી ચઢયોને ?

જગન્નાથ : કેફ જરૂર ચઢ્યો છે. રસનો કેફ નથી ચઢતો ?

રામનાથ : જગન્નાથ ! રસકવિ ! જો નૌકા બીલકુલ પાસે આવી ગઈ.

જગન્નાથ : આવી ગઈ ને એ અલકાપુરીની અદ્દભૂત સુંદરીને મેં નખશીખ નિહાળી લીધી. કેવું અનોખું સૌંદર્ય ? જાણે શરદ્દની પૂર્ણિમા !

રામનાથ : કોણ હશે એ ?

જગન્નાથ : જે હોય તે. અત્યારે જ એને પરણવાનો સંકલ્પ કરૂં છું.

રામનાથ : વગર વિચાર્યો સંકલ્પ ન કર જગન્નાથ !

જગન્નાથ : પ્રેમના પ્રવાસીઓ સંકલ્પ કરતાં કદી ડરતા નથી. રામનાથ ! તું ન સમજે !

રામનાથ : ચાલો કિનારો આવી ગયો.

જગન્નાથ : મારો કિનારો હજુ ઘણો દૂર છે.

રામનાથ : હા, જીવનનો કિનારો હજુ ઘણો દૂર છે !

પ્રવચક : અને પંડિત જગન્નાથનું હૈયું ઘેર આવ્યા પછી પણ રાતભર એ રૂપસુંદરીના વિચારમાં જ મગ્ન બની ગયું. બીજે દિવસે સાંજને સમયે જગન્નાથ એ રૂપસુંદરી પર કવિતા રચી રહ્યો હતો ત્યાં બારણે સાદ પડ્યો.

ભામિની : પંડિતરાજ ! છો કે ઘરમાં ?

જગન્નાથ : કોણ હશે ?

ભામિની : અતિથિ !

જગન્નાથ : અતિથિને માટે મારાં દ્વાર સદાએ ખૂલ્લાં છે, પધારો !

ભામિની : મને ઓળખી શક્યા ?

જગન્નાથ : અવાજની સમાન્તર જેવી મૃદુતા કાને અથડાઇ લાગે છે. આપ જ આપનું ઓળખાણ આપોને !

ભામિની : આ છૂપા વેષમાં આપ મને ન ઓળખી શકો એ સ્વાભાવિક છે. લ્યો આ બુરખો કાઢી નાખું છું. હવે પિછાની શકો છો ?

જગન્નાથ : તમે ગઇ કાલે જમનાજીમાં નૌકાવિહારે નીસર્યાં હતાં, ખરૂંને ?

ભામિની : હા:

જગન્નાથ : ને તમે પ્રેમનું ગીત છેડ્યું હતું. ખૂબ સુંદર ! ભગવતી વાગીશ્વરી જાણે તમારા કંઠમાં સાક્ષાત વસી ગયાં છે.

ભામિની : આપે મારી ઘણી પ્રશંસા કરી નાખી.

જગન્નાથ : આપને અત્યારે અહીં જોઇ મને આશ્ચર્ય થાય છે.

ભામિની : હું સકારણ આવી છું.

જગન્નાથ : મને જણાવશો ?

ભામિની : હું આપને મારૂં હૃદય સમર્પવા આવી છું. સ્વીકારશો !

જગન્નાથ : આપનો પરિચય કર્યા સિવાય જ ?

ભામિની : આત્માએ આત્માને ઓળખ્યો ને પૂર્વની પ્રીત જાગી.

જગન્નાથ : પણ તમે છો કોણ ? તમારૂં કુળ ? તમારા માતપિતા ?

ભામિની : પંડિતરાજ ! સંકોચ ન પામશો. હું તો યવનકન્યા.

જગન્નાથ : યવનકન્યા ! સાચું કે સ્વપ્ન ?

ભામિની : તમારા ને મારા અસ્તિત્વ જેટલું જ સાચું છે.

જગન્નાથ : તો પછી તમારાથી મારા જેવા બ્રાહ્મણ પાસે આવી અણુછતી માગણી થાય જ શી રીતે ?

ભામિની : મને પણ નથી સમજાતું કે હું તમારા પ્રત્યે કેમ આકર્ષાઈ છું.

જગન્નાથ : તમારૂં નામ ?

ભામિની : ભામિની, ને ઘરનું બીજું લાડકું નામ લવંગી. ખાસ કરીને બીજું નામ મારા પિતાને ખૂબ ગમે છે.

જગન્નાથ : હિંદવાણીને નામ તો શોભે એવું છે. વારૂ, તમારા પિતા કોણ ?

ભામિની : મારા પિતાને સમસ્ત ભારતવર્ષ પિછાને છે. આપ રોજ એમની સાથે પાંડિત્યભરી વાતો કરો છો. આવે છે ખ્યાલ ?

જગન્નાથ : કોણ દિલ્લીપતિ અકબરશાહ ?

ભામિની : હા, એ જ મારા પિતા.

જગન્નાથ : યવન કન્યા સાથે સંબંધ શી રીતે જોડાય એ એક મુંઝવતો પ્રશ્ન છે!

ભામિની : મુંઝાશો મા. મારી માતા જયપુરપતિ વિહારીમલની પુત્રી અને જયપુરના યુવરાજ ભગવાનદાસની બહેન ભાનુમતી છે. અને આપ પણ કયાં જયપુરનરેશથી અજાણ છો ?

જગન્નાથ : બધું ખરૂં, માત્ર ધર્મનો બાધ આવે છે. એક હિંદુથી એક યવનકન્યા સાથે લગ્નગ્રંથિથી જોડાવાય શી રીતે ? સુંદરી! એ વિચાર માંડી વાળો ! કહો બીજી તમારી શી સેવા કરૂં ?

ભામિની : પંડિતરાજ ! સેવા ? સેવા તો જીવનભરને માટે આપની કરવાની અભિલાષા રાખીને તો આપને બારણે આવી છું.

જગન્નાથ : તમારા મનના કોડ મનમાં રહી જશે, સુંદરી !

ભામિની : આપ જો મને નહિ સ્વીકારો તો આ કટારીથી મારો દેહ ત્યાગી દઈશ.

જગન્નાથ : શા માટે સાહસ કરો છો ? સુંદરી !

ભામિની : પંડિતરાજ ! અકબરશાહ સાથેની આપની ચર્ચાઓ મેં ઘણી વખત પડદામાં સંતાઇને સાંભળી છે. તમારી વિદ્વતા ઉપર હું મુગ્ધ છું. તમને પ્રથમ જોયા તે દિવસથી હૈયામાં પ્રીતના અંકૂર ફૂટયાં છે. મારો કે જીવાડો !

જગન્નાથ : હું લાચાર છું.

ભામિની : મારી માગણીની અવગણના ? કટારી ! હવે આ જીવનનો અંત લાવ !

જગન્નાથ : અરે ! આ તો મૂર્છિત થઈ પડી. હવે શું થાય ? ધર્મસંકટ ! ભગવતી વાગીશ્વરી ! ઇષ્ટદેવતા ! મને સહાય થાઓ !

અવાજ : જગન્નાથ ! તું જેને યવનકન્યા માને છે તે યાવની નથી. તારી મૃત્યુ પામેલી સતી સ્ત્રી ભામિનીનાં મૃત્યુ સમયે એની વાસના અધુરી રહી હતી અને એ જ કારણે એ તારે 'માટે ફરી જન્મી છે.

તું તેનો સ્વીકાર કર. નહિ કરે તો એ પોતાના પ્રાણ ત્યાગશે. તારા જ્ઞાનચક્ષુ ઊઘાડીને જો! તને સત્ય સમજતાં વાર નહિ લાગે.

જગન્નાથ : આ મેં શું સાભળ્યું? ઇષ્ટદેવ! આપે જ મને આજ્ઞા દીધી તો હવે હું એનો જરૂર સ્વીકાર કરીશ. આ મૂર્છિત અવસ્થામાં પણ એનું મુખારવિંદ કેટલું દેદીપ્યમાન લાગે છે? જાણે આરસની પૂતળી ન પડી હોય! ભામિની! હું જરૂર તારો સ્વીકાર કરીશ. લાવ થોડું જળ છાંટી એને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરૂં.

પ્રવચક : અને એ પ્રસંગને કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસ શહેનશાહ અકબરના દીવાને ખાસમાં મહેફિલ જામી હતી. કવિઓ, પંડિતો ફિલ્સૂફો અને ઓલિયાઓની એ મહેફિલ હતી.

અકબરશાહ : પંડિત જગન્નાથ! આજે સારીયે પ્રજા તમારા શ્લોકો મુક્ત કંઠે ગાય છે.

જગન્નાથ : એમાં લોકોની મારી કવિતા પ્રત્યેની મમતા છે.

અકબરશાહ : તમે તો મારી સભાના શણગાર છો, મારા વિદ્વદ મંડળની શોભા છો, મારા દરબારી આકાશના રવિરાજ છો

જગન્નાથ : જહાંપનાહ! આપે તો મારી ખૂબ ખૂબ તારીફ કરી?

અકબરશાહ : તમે એ તારીફને લાયક છો.

જગન્નાથ : અને આપ પણ એથી અધિકી તારીફને લાયક છો.

दिल्लीश्वरो वा जगदीश्वरो वा ।

અકબરશાહ : આ જાતનું સંબોધન કરનાર પંડિતરાજ! આપ પ્રથમ જ છો.

જગન્નાથ : ગુણવાનના જ ગુણ સદા ગવાયને? જહાંપનાહ!

અકબરશાહ : તરસ લાગી છે દાનેશમંદ! ઓહ! લવંગી બેટી! પાણી લઈને આવી? લાવ જળની ઝારીમાંથી આ જામમાં મને જળ આપ. કવિરાજ! જોઇ જીવંત કવિતા! મારી બેટી ઉપર એક સુંદર ચિના રચો.

જગન્નાથ : इयं सुस्तनी मस्तकन्यस्तकूंभा
कुसुंभारुणं चारु चेलं दधाना ।
समस्तस्य लोकस्य चेतः प्रवृत्तिम
गृहित्वा घटेन्यस्य यातेवभाति ॥*

અકબરશાહ : ખૂબ પંડિતરાજ ! ખૂબ કરી. કવિતામાં શી લિજ્જત મૂકી છે. શું જોઇએ છે ? માગો.

જગન્નાથ : માગું ? પ્રસંગ મળ્યો છે તો માગું પણ જહાંપનાહ ! મારી માગણી તમારાથી પૂર્ણ નહિ થાય.

અકબરશાહ : એમ કેમ કહો છો ? પંડિતજી ! તમે હમણાં જ કહ્યું दिल्लीश्वरो वा जगदीश्वरो वा । અને પલકવારમાં જ તમે આવું કહો છો ?

જગન્નાથ : ખરૂં કહું છું જહાંપનાહ !

અકબરશાહ : પંડિતરાજ ! મુંઝાશો નહિ. સંકોચ શા માટે ? ઉદાર હાથે આપવા બેઠો છું, પછી આપને માગતાં સંકોચ શા માટે ?

જગન્નાથ : નામદાર ! મારી માગણી આપને બેહૂદી લાગશે !

અકબરશાહ : તો પણ શું ?

જગન્નાથ : આપ હસી કાઢશો.

અકબરશાહ : નહિ હસી કાઢું.

જગન્નાથ : અહીં બેઠેલા સૌ કોઇને એ અતિ વિચિત્ર લાગશે. તેઓ કદાચ મારી મશ્કરી પણ કરશે.

અકબરશાહ : એની પણ હું તમને ખાતરી આપું છું કવિરાજ ! એમાંનું કાંઇ નહિ થાય. ખુલ્લા દિલથી – મોકળા મનથી – જે જોઇએ તે જણાવી દો.

---

* લઈ સુસ્તની મસ્તકે કુંભ કન્યા,
કસુંબી સુવસ્ત્રે દીસે ચારૂ તન્યા;
હરી લોક સર્વસ્વની ચિત્તવૃત્તિ,
ભરીને ઘડામાં જતી એ દીસંતી.

જગન્નાથ : જણાવી દઉં ?

અકબરશાહ : લજામણીના છોડ જેવા કવિરાજ ! તમારી ગમે તેવી વિચિત્ર માગણી હશે તો પણ તમને મારૂં અભયવચન છે !

જગન્નાથ : જહાંપનાહ ! હું આ સામે ઊભેલી આપની દુહિતાના હાથની માગણી કરૂં છું.

એક અવાજ : બ્રાહ્મણની બુદ્ધિ બગડી !

બીજો અવાજ : યતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ !

ત્રીજો અવાજ : પૃથ્વી રસાતળ જવા બેઠી.

અકબરશાહ : આ બધો ઘોંઘાટ શો ? શાંત થાવ સૌ—ને પંડિતરાજ !

જગન્નાથ : જહાંપનાહ !

અકબરશાહ : તમે શું માગ્યું ?

જગન્નાથ : આપની પુત્રીનો હાથ.

અકબરશાહ : કેફ કરીને તો આવ્યા નથી ને ?

જગન્નાથ : જિંદગીમાં એક જ વાર કેફ ચઢ્યો છે, અને તે ગઈ કાલે. બાકી અત્યારે તો હું સંપૂર્ણ હોશમાં છું.

અકબરશાહ : પંડિતવર્ય ! મને તમારી સ્થિતિ નશાબાજ જેવી લાગી, એટલે જ મેં પ્રશ્ન કર્યો હતો.

જગન્નાથ : આપ ટૂંકાણમાં કહો કે આપનું વચન આપને બંધનકર્તા નથી.

અકબરશાહ : ઉતાવળા ન બનો, પંડિતરાજ ! મારું વચન મિથ્યા નહિ જાય.

જગન્નાથ : આપની દુહિતા મને પરણાવશો ?

અકબરશાહ : જો એની ઇચ્છા હોય તો !

એક અવાજ : ગજબ થયો.

બીજો : ભારે ગજબ થયો !

ત્રીજો : શહેનશાહ એને જરૂર નસિયત આપશે.

અકબરશાહ : સૌ શાંત થાવ. બેટી ! આમ આવ. પંડિતપર્ય સાથેનાં લગ્ન તને મંજુર છે ?

ભામિની : આપ જે કાંઈ કરશો એમાં મારું સંપૂર્ણ હિત સમાયેલું હશે.

શહેનશાહ : બેટી ! આ તો તારા આખાયે જીવનનો પ્રશ્ન છે. હું તારી ઇચ્છા વિરૂદ્ધ કંઇ જ કરવા નથી માગતો. બોલ, વિના સંકોચે તારા મનની વાત જણાવી દે.

ભામિની : અબ્બાજાન ! એમાં મારી સંમતિ છે, પણ એક શરતે ?

અકબરશાહ : કહે શી શરતે ?

ભામિની : પંડિતજી પરણવાનું વચન આપે તો કહું.

જગન્નાથ : ગમે તેવી શરત હશે તો પણ પાળીશ-જો લવંગી મારી સાથે લગન કરશે તો.

અકબરશા : છે હવે કંઈ વાંધો ? કહે, જલદી કહી નાખ.

ભામિની : પંડિતરાજ ! આપ બ્રાહ્મણ છો, હું મુસ્લિમ છું. આપનો હિંદુ ધર્મ-બ્રાહ્મણ જ્ઞાતિ ! આપ મને અપનાવશો શી રીતે ?

જગન્નાથ : જેમ દરેક પુરૂષ પોતાની પરણેતરને અપનાવે છે એ રીતે-અંતરથી અંતર ગૂંથીને ?

ભામિની : તો મારી એકજ શરત છે.

જગન્નાથ : શી ?

ભામિની : આપ પ્રથમ મારા હાથની રસોઇ જમો.

જગન્નથા : એમાં શું કહ્યું ? કરી કરીને આવી શરત શું કરી ? સુંદરી ! હું તારા હાથની રસોઈ જમવા તૈયાર છું.

પ્રવચક : અને જગન્નાથ પંડિત સાથે શહેનશાહે પોતાની પુત્રી ભામિની (લવંગી) પરણાવી. એક દિવસ બન્ને વાતોએ ચઢયાં હતાં ત્યાં રામનાથ આવી પહોંચ્યો.

જગન્નાથ : રામનાથ ! બહુ દિવસે ભૂલો પડયો ?

રામનાથ : બહુ દિવસ શાના ? હું ચાર દિવસ ઉપર તો નૌકા-વિહારમાં સાથે હતો.

જગન્નાથ : તો પછી ગયો હતો ક્યાં ?

રામનાથ : પિતાજી બિમાર હતા, એટલે ફત્તેપુરસીક્રી જવું પડયું હતું.

જગન્નાથ : હવે કેમ છે ?

રામનાથ : સારું છે પણ...

જગન્નાથ : શું ?

રામનાથ : લોકો વાતો કરે છે.

જગન્નાથ : લોકોની જીભ કંઈ ઓછી બંધ થવાની હતી ?

રામનાથ : શોધી શોધીને મુસ્લિમ કન્યા શોધી ?

જગન્નાથ : નૌકાવિહાર સમયે જેણે ચિત્ત ચોર્યું હતું, તેજ મારી જીવન સંગાથિની બની.

રામનાથ : જ્ઞાતિજનોએ તને ન્યાત બહાર મૂક્યો.

જગન્નાથ : જ્ઞાતિની પરવા કોણ કરે છે ?

રામનાથ : તારા દૂરના કાકા તારે માટે ઘણો હલકો મત ધરાવે છે.

જગન્નાથ : જગતને એવી ટેવ જ પડી છે !

રામનાથ : જગન્નાથ ! આ ઠીક નથી કર્યું. ન્યાત જાતથી દૂર થયો ?

જગન્નાથ : વધુ કંઈ કહેવું છે ?

રામનાથ : એવાં તે શાં રૂપનાં જાદુ થઈ ગયાં ?

જગન્નાથ : પૂર્વની પ્રીત જાગી.

રામનાથ : પ્રીતની વાત તો જાણે સમજ્યા. વિલાસ જાગે ત્યારે માણસ ગમે તે માર્ગે સંચરવા ચાલ્યો જાય છે.

જગન્નાથ : હવે વાત ટૂંકી કર. મિત્રતા નિભાવવી છે કે કેમ ?

રામનાથ : હું તો તને હજુ પણ પ્રેમથી ચાહું છું, તું અને તારી પત્ની બંને આવતી કાલે સવારે મારે ત્યાં જમવા પધારજો.

જગન્નાથ : હું આવતી કાલે સવારે કાશી જવા માટે રવાના થવાનો છું.

રામનાથ : મારે ત્યાં જમાડચા વિના નહિ જવા દઉં.

જગન્નાથ : જેવી તારી મરજી.

પ્રવચક : અને પંડિત જગન્નાથ ભામિની ઉર્ફે લવંગી સાથે આનંદમય જીવન ગુજારવા લાગ્યો. એને એની પ્રેરણામૂર્તિએ ઘણા કાવ્યો રચવાની પ્રેરણા આપી.

અને એ રીતે અનેક વર્ષો વીતી ગયાં. એ બંને વૃદ્ધાવસ્થાને આરે આવી ઊભાં હતાં. એક દિવસ તેઓ મણિકર્ણિકાના ઘાટ ઉપર એક વૃક્ષની છાયામાં રાતના સમયે બેઠાં હતાં.

જગન્નાથ : ભામિની ! આપણે હવે તો વૃદ્ધાવસ્થાને આરે ઊભા છીએ. કહે તારી શી મહેચ્છા છે ?

ભામિની : મારી કોઈ જ મહેચ્છા નથી. આપે મને જીવનભર નિભાવી એ આપનો જેવો તેવો ઉપકાર નથી.

જગન્નાથ : એ તો મારી ફરજ હતી.

ભામિની : મારે ખાતર આપે ઘણું ઘણું સહન કર્યું. આપની જ્ઞાતિએ આપને તુચ્છકાર્યા, આપનો તિરસ્કાર કર્યો !

જગન્નાથ : અને છતાં તારી પ્રેરણાએ લખેલા 'રસગંગાધર'ને એ જ નિંદકો પ્રસંશાનાં પુષ્પોથી વધાવે છે. રસગંગાધરની પૂજામાં તારી પૂજા છે, સાચા પ્રેમની પૂજા છે. દેવી ! આવ આ મણિ-કર્ણિકાના ઘાટ ઉપર આ વૃક્ષની વિશાળ છાયમાં ઘડીક વિસામો લઇએ. પેલું તારું અતિ પ્રિય ગીત ગા. આજે મારે એ ફરી ફરી સાંભળવું છે.

**ભામિની : જીવન ગંગાજીને ઘાટ,**
**અમે ઢાળી બેઠા પાટ.**
**હો ! જીવન ગંગાજીને ઘાટ.**

રસની ભરતી હૈયે આવી:
ભાવ મધુરા અનુપમ લાવી:
દૂર થયા ઉચ્ચાટ.
હો ! જીવન ગંગાજીને ઘાટ.
પ્રેમ માર્ગના બંને પ્રવાસી;
અંતર કેરી ટાળી ઉદાસી:
ઊઘડયાં ઉભય લલાટ:
હો! જીવન ગંગાજીને ઘાટ.
જાશું આપણ બંને સંગે:
પ્રણય કરંતાં દિવ્ય ઉમંગે:
પ્રીતનગરની વાટ.
હો! જીવન ગંગાજીને ઘાટ.

પ્રવચક: અને બંને ત્યાંજ પોઢી ગયા. બીજે દિવસે વહેલી સવારે ત્યાંથી કાશીના ધુરંધર પંડિતાચાર્ય અપય્યા દીક્ષિત પસાર થતા હતા. આ દંપતીને સૂતેલું જોઇ એમના મનમાં સંતાપ થયો.

દીક્ષિત: ધોળા પૂણી જેવા વાળ થવા આવ્યા છે, તો પણ આ માનવીનો મોહ નથી જતો! આવા જાહેર સ્થળે કોઇ સ્ત્રી સાથે પડયો છે. લાવ મને બરોબર જોવા દે! અરે! આ તો પંડિત જગન્નાથ! આ અવસ્થા? જેનો વિનિપાત થાય છે તેનો શતમુખ વિનિપાત થાય છે.

વટેમાર્ગુ: મહારાજ! આપને શું? આ દુનિયામાં સૌ સૌને પોતાનું લાગ્યું ભોગવવાનું છે.

દીક્ષિત: ભાઇ, આ કોઇ સામાન્ય માનવી નથી. મારે એની આંખ ઉઘાડવી જોઇએ. હવે એનો સમય એને વિચારવો જોઇએ. જીવનનું શ્રેય કરવા સાવધ થવું જોઇએ? ઓહ! પંડિત જાગ્યા લાગે છે!

જગન્નાથ: કોણ! દીક્ષિત મહારાજ!

દીક્ષિત: પંડિતરાજ! ઉઠો! આંખો ઉઘાડો. આ કોણ?

જગન્નાથ : ન ઓળખી? એ મારી સ્ત્રી.

દીક્ષિત : જેને ખાતર તમારી જ્ઞાતિએ તમારો બહિષ્કાર કર્યો હતો તે?

જગન્નાથ : હા તે જ.

દીક્ષિત : જ્ઞાતિના બહિષ્કાર જેવો બીજો કોઈ સંતાપ નથી, કવિરાજ!

જગન્નાથ : જો કે આ સંતાપનો તાપ મને નથી લાગ્યો.

દીક્ષિત : છતાં તમે જ્ઞાતિજનોનાં દિલ તો દુભાવ્યાં ને?

જગન્નાથ : પંડિતવર્ય! આપની અગાધ વિદ્વત્તા માટે સારીયે કાશીનગરીને માન છે. આજે કાશીનગરમાં આપનો જોટો જડે એમ નથી, આપની આગળ એક વાત કહું?

દીક્ષિત : શી?

જગન્નાથ : આ મુસ્લિમ કન્યાને બ્રાહ્મણ બનાવું?

દીક્ષિત : ગાંડા જેવી વાત ન કરો, જગન્નાથ! લોકો તમારી આ વાત સાંભળીને હસશે. તમે તો આકાશ કુસુમવત્ વાત કરો છો.

જગન્નાથ : આપને જે અશક્ય લાગે છે તે શક્ય કરી બતાવીશ.

દીક્ષિત : મમત ન કરો જગન્નાથ!

જગન્નાથ : એમાં મમત નથી, મારે પારખું બતાવવું છે.

દીક્ષિત : તો કહો શી રીતે બ્રાહ્મણ બનાવશો?

જગન્નાથ : આ મણિકર્ણિકાના ઘાટને ઊંચે બાવનમે પગથીએ અમે બંને જણા બેસીએ ને ગંગા મૈયા પોતાનાં નીર વડે એટલે ઊંચે આવી અમને સ્નાન કરાવે તો જ્ઞાતિજનો એને બ્રાહ્મણ માને કે નહિ?

દીક્ષિત : આપની વાત અસંભવિત છે. છતાં મને માન્ય છે. તમારા સૌ જ્ઞાતિજનો માન્ય રાખશે. અર્જુનજી! તમે અમારી વાત સાંભળી? લ્યો તમારી જ જ્ઞાતિના શેઠ અહીં આવી પહોંચ્યા લાગે છે.

અર્જુનજી : હું તો સાંભળીને જ દિંગ થઈ ગયો. ગંગા મયા જેમને પાવન કરશે એમને જ્ઞાતિ પણ જરૂર પાવન કરશે. કારણ જ્ઞાતિ પણ ગંગાજીનો જ પ્રવાહ છે ને!

પ્રવચક : પંડિત જગન્નાથ અને ભામિનીએ ગંગાજીના પવિત્ર જળમાં સ્નાન કરી મણિકર્ણિકાના ઘાટ ઉપર બેસી ગંગા મૈયાની આરાધના કરવા માંડી. 'ગંગાલહરી'ના શ્લોક બોલવાની શરૂઆત કરી :—

समृद्धं सौभाग्यं सकलवसुधायाः किमपि तन्-
महैश्वर्यं लीलाजनितजगतः खण्डपरशोः ।
श्रुतिनां सर्वस्वं सुकृतमथ मूर्तं सुमनसाम्
सुधासौन्दर्यं ते सलिलमशिवं नः शमयतु ॥*

પ્રવચક : અને એ રીતે પંડિત જગન્નાથરાયે બાવન શ્લોક બોલી ગંગાજીને બાવન પગથિયાં ચઢાવી પ્રસન્ન કર્યાં ને પતિપત્નીને સ્નાન કરાવી, ગંગાજીનાં નીર ચાલ્યાં ગયાં. જનતાના અચંબાની સીમા ન રહી. જ્ઞાતિજનોએ એમને અપનાવવાની હા પાડી.

જગન્નાથ : ગંગા મયા! તને મારા કોટિ કોટિ પ્રણામ છે! મા! તેં મારી લાજ રાખી–મને પાવન કર્યો. ભામિની! તારું ને મારું જીવન આ સંસારમાં ધન્ય બન્યું. હવે આ સંસારમાં રહેવાનું મન થાય ખરું?

ભામિની : ના! મૈયાનો સાદ સંભળાય છે.

જગન્નાથ : મને પણ એ જ સાદ બોલાવી રહ્યો છે. ચાલો આપણે બંને જળસમાધિ લઈએ–એ જ આપણી પ્રેમસમાધિ છે.

ભામિની : એમાં જ નાથ! આપણું જીવનસાફલ્ય છે.

---

* સમૃદ્ધિ સૌભાગ્યે, અવનિ શિર શોભે પૂર કલા,
શિવૈશ્વર્યે જે છે, સકલ જગસૃષ્ટા તણી લીલા;
શ્રુતિ અંગો સર્વે, વિબુધ તણી મૂર્તિમય આડા!
શમાવો મૈયા! તે સલિલ સહુ પાપો જગતનાં.

જગન્નાથ : તો ચાલો આપણે આ દંભી દુનિયાથી દૂર દૂર ચાલ્યા જઈએ–જ્યાં ન્યાતજાતના ભેદ નથી. મૈયા ! અમને તારા ઉદરમાં શમાવી લેજે. જય ગંગા મૈયા !

ભામિની : જય ગંગા મૈયા !

પ્રવચક : અને બંને જણ આનંદથી–ઉત્સાહથી પગથિયાં ઊતરી ગંગાજીમાં ઝંપલાવે છે. ત્યાં રામનાથ આવી પહોંચે છે. ગંગાકિનારે ભેગાં થયેલાં સૌ આશ્ચર્યથી જોયા કરે છે. કોલાહલ થાય છે.

રામનાથ : ગયો ! મારો જીવનસાથી ગયો. એની પ્રિયતમાને લઈને ગયો ! મૈયા ગંગાની ગોદમાં ગયો ! એને મળવા આજે ઘણે વર્ષે આવ્યો ત્યારે એને જળસમાધિ લેતો જોયો ! ધન્ય છે જગન્નાથ ! તને અને તારી કવિતાને !–તારા સાચા સ્નેહને ! તારી સ્નેહમૂર્તિને–તમે બંનેએ જીવી જાણ્યું ને મરી પણ જાણ્યું.

અપય્યા દીક્ષિત : કોણ કહે છે કે પંડિતજીનું મૃત્યુ થયું છે ? રસગંગાધર અને ગંગાલહરીથી પંડિત જગન્નાથ જગતમાં સદા અમર રહેવા સર્જાયા છે.

રામનાથ : પંડિત જગન્નાથનો જય.

માનવ મેદની : મહાકવિ જગન્નાથનો જય.

---

# વહેમનો ભોગ



અર્પણ

લોકસાહિત્યના સંશોધક, ઉપાસક, કવિ–સાહિત્યકાર

'શારદા'ના તંત્રી સ્વ. શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરાને

પાત્રો :

શાહજહાન : મોગલ સમ્રાટ

સલીમા : એની હૃદયેશ્વરી

લયલા : એની દાસી

સાકી : દાસીના વેષમાં છુપાયલો મહમ્મદ

શયદા : એક દાસી

પ્રવંચક : રુમઝુમ રુમઝુમ રમતી વસંત રાણી આજ જગતને આંગણે ઉતરી રહી છે. એના અલબેલા અનોખા રંગમાં જગત રંગાઇ રહ્યું છે.

આશા, ઉત્સાહ અને નવચેતનાનો મધુરો આસવ એ જગતને પાઇ રહી છે.

પૂર્ણિમાની રઢિયાળી રાત છે. મોગલાઇના સુવર્ણ કાળની આ એક દર્દભરી કથા છે.

કાશ્મીરમાં શાહજહાનના મોતી મહેલ પાસે થઇને એક નાની નદી ઘેરૂં ઘેરૂં ગીત ગુંજતી વહી રહી છે. નદીમાં અજવાળી રાતે એ મહેલનું પ્રતિબિંબ સુંદર દેખાય છે. આભમાંથી અમૃત વર્ષી રહ્યાં છે. મોતી મહેલમાં ઝાકઝમાળ દીવાઓ પણ બળતા હોય છે.

બહારની બાજુએથી નિસરણીએ ઉતરી સલીમા બેગમ નીચે રસઉદ્યાનમાં પ્રવેશે છે. ત્યાં એક હિંડોળો છે, ઘડીક ત્યાં ઝૂલે છે અને વિચાર-રમણે ચડે છે.

સલીમા : પ્રકૃતિ નાચે છે પણ આ હૈયું નથી નાચતું. આભથી અમૃત વરસે છે, પણ હું તરસી છું. આવી રસનીતરતી રાત ! પણ અંતરની વાત કોની સાથે કરું ? શું કરું આ વિલાસભવનને ? ને શું કરું હીરામોતીનાં અમૂલ્ય આભૂષણોને ? આ ખીલેલો બટમોગરો ! આ ગુણિયલ ગુલાબ ! શી મહેક મહેક થતી ખુશબો ! પણ મારા હૃદયને ચેન ક્યાં છે ?

( ગીત )

ચિંતાને ચાકડે ચડિયું છે ચિત્તડું,
હૈયાનું હીર કાંઇ ખોયું છે રે !
ચિંતાને ચાકડે ચડિયું છે ચિત્તડું...

...શું થયું હશે એમને ? શું એ મને ભૂલી ગયા હશે ? કે કોઇ રૂપસુન્દરીના રૂપપાશમાં લપટાયા હશે ? ના ! ના ! મારો હૃદયેશ્વર એવું ન કરે ! મને ન ભૂલે...ત્યારે શું કંઈ અનિષ્ટ થયું હશે ? એ કરવા ગયા છે તો શિકાર, પણ શું કોઇનો શિકાર તો નહિ થઇ ગયા હોય ? નથી સમજાતો વિધાતાનો આ ખેલ ! ક્યાં સુધી સબર કરું ? ઓ દિલબર ! ઓ દિલબર !

લયલા : બેગમ સાહેબા ! વિચારે કેમ ચઢયાં છો આજ આમ ?

સલીમા : ચિત્તને આજે ઓ લયલા ! ચેન નથી પડતું !–જા તો સિતાર લાવ...શું કરું ? હું તો આ બેઠી.

લયલા : લ્યો આ સિતાર !

સલીમા : ( સિતારના તાર છેડીને ) લયલા ! સિતાર પણ મને દગો દે છે. સિતાર ! કહે, શું તેં રૂસણું લીધું છે ?...નહિ છેડું આ સિતાર ! વિયોગનું દુઃખ હૈયાને ભેદી નાખે છે.

( ગીત )

ઊઠે છે ઉરમાં અંદેશઃ
સ્નેહીનો ન સાંપડયો સંદેશ.

રોજ જાપ હૈયું એના નામનો જપે છે;
જોગણનો લીધો મેં વેષઃ
સ્નેહીનો ન સાંપડયો સંદેશ.

ઉરને સતાવે સખિ ! સ્નેહીનાં સોણલાં,
વધે છે દુખડાં વિશેષ;
સ્નેહીનો ન સાંપડયો સંદેશ !

દોહ્યલા એ દિન કેમ કાઢવા સખિરી ?
થશે કયારે ઉરમાં ઉજેશ ?
સ્નેહીનો ન સાંપડયો સંદેશ !

...લયલા ! હું હિંચકે બેસું છું, જરા મને ઝૂલાવ તો !

લયલા : બેગમ સાહેબા ! ચિંતા ન કરો ? બાદશાહ સલામત એક બે દિવસમાં આવવા જોઈએ. એ તમારા અંતરને ઓળખે છે.

સલીમા : લયલા ! કંઇ જ સમજાતું નથી; શું કરું ? ક્યાં જાઉં ? મારે હૈયે ધામ ધખે છે. મારી આશા ઊડતી દેખાય છે. ને મારી મુરાદો ભસ્મીભૂત થતી જોઉં છું.

લયલા : બેગમ સાહેબા ! એમ ન બોલો–સો દહાડા સુખના તો એક દહાડો દુઃખનો ય હોય ! સબુરીનાં ફળ મીઠાં હોય છે.

સલીમા : તમે બાંદીઓ અમારા હૈયાનાં માપ ક્યાંથી કાઢી શકો ? હા ! પણ તમારે હ્રદય જ ક્યાં હોય છે ?

લયલા : એવું ગાંડું ન બોલો, બેગમ સાહેબા–અમારે પણ તમારી માફક હ્રદય હોય છે. ફેર એટલો કે તમે એક બાદશાહનાં બેગમ અને અમે ગરીબ...

સલીમા : જવા દે એ સવાદ. અરે! લયલા ! એક કામ ન કરે ? જા તો પેલી સાકીને મોકલ તો. થોડાક દિવસથી એ આવી છે, પણ મને ગમી ગઈ છે. એનું સુમધુર સંગીત મને આહ્‌લાદક લાગે છે. જોઉં, મારું દર્દ એથી કાંઇ ઓછું થાય છે ?

લયલા : હમણાં જ મોકલી આપું છું,

સલીમા : સાકી ! સાકી ! તું કેટલું સરસ ગાઈ શકે છે ! સંગીત મારું દર્દ હરશે ? તું વીણા વગાડે છે ને વાંસળી યે વગાડે છે. આજ મને તે દિવસ યાદ આવે છે. આજના જેવી જ રસ-નીતરતી રાત હતી. રસનિકુંજમાં હું બેઠી હતી. અને એણે હૈયાડોલાવણ રાગિણી છેડી હતી. હું તો મુગ્ધ થઈ ગઈ હતી. બીજી બાંદીઓ કરતાં

મને એના તરફ વધારે પક્ષપાત છે; અરે ! સાકી તો આવી પહોંચી. કહે શું વગાડીશ ? વીણા કે વાંસળી ?

સાકી : જેવી આપની આજ્ઞા.

સલીમા : ના, તારી ઇચ્છામાં આવે તે વગાડ. અરે! પણ સાકી ! તું પાછી કેમ ફરે છે ? વીણા કે વાંસળી લેવા ? નથી જવું એમને એમ જ એક રસગીત ગા–એમાં યે તારી મીઠાશ મને વ્હાલપ ભરી લાગશે.

સાકી : (ગીત)

**રજની રંગે : આવે ઉમંગે : સજી શણગાર સુસંગે:**
**ચાંદની સંગે રે, રૂમઝુમ રમતી હો!**

**તારક ચોડી : ચુંદડી ઓઢી : મદભર અંગ મરોડી:**
**નૃત્ય કરંતી રે; રૂમઝુમ રમતી હો!**

**ચોડયો વ્હાલે : ચંદ્રક ભાલે : ઉર રસ હેત ઉછાળે:**
**મધુરી ચાલે રે; રૂમઝુમ રમતી હો!**

**ભાવ જગવતી: હૈયું હરતી: રસભર વાતો વદતી:**
**કેવી ઉતરતી રે; રૂમઝુમ રમતી હો!**

સલીમા : બંધ કર તારૂં સંગીત–તને પ્રશ્ન પૂછું તેનો ઉત્તર આપ. આવું મધુરૂં ગીત ગાય છે છતાં તારા મુખ ઉપર વિષાદની છાયા કેમ દેખાય છે ?

સાકી : અમારે બાંદીઓને તે વળી હસવાં શાં ?

સલીમા : સાકી ! તું મારી માનીતી છે. હું તો તને સહચરી તરીકે ગણું છું.

સાકી : આપનો મારા ઉપર મોટો અહેસાન !

સલીમા : ત્યારે સાચું કહે સજની ! તારે મુખે કરૂણા કેમ વંચાય છે ?

સાકી : બેગમ સાહેબા ! બેઅદબી માફ કરજો. હું પણ તમને એક સવાલ પૂછું છું કે તમે કેમ દુઃખી દેખાઓ છો ? તમારું મુખ પણ મને ગમગીન લાગે છે.

સલીમા : સાકી ! મારાં દુઃખનું કારણ તું નથી જાણતી ? ઘણા દિવસથી શહેનશાહ ગયા છે તે આવ્યા નથી. એ જ મારી ચિન્તાનું કારણ છે.

સાકી : આપને આપની મનચ્છિત વસ્તુ નથી મળી માટે આપને દુઃખ થાય છે. મારું પણ તેમ જ છે.

સલીમા : શું ? કહે તો ખરી—

સાકી : આપ બાદશાહ સલામતને ચાહો છો. તેમ હું...

સલીમા : કોને ચાહે છે ? મને કહે–હું તેની સાથે તારાં લગ્ન કરાવી આપીશ.

સાકી : હું...હું...તમને ચાહું છું.

સલીમા : ( ખડખડાટ હસે છે ) સાકી ! આજે તું ભાંગ પીને આવી હોય તેમ દેખાય છે. તું બોલે છે કે બકે છે ? સ્ત્રી જાતિનો સ્ત્રી જાતિ સાથે પ્યાર શી રીતે સંભવી શકે ? આપણે બહેનો તરીકે રહીએ છીએ અને રહીશું.

સાકી : ના, હું જાઉં છું–મને જવા દો—

સલીમા : ઉભી રહે–હું ઝૂલે સૂઈ જાઉં છું. તું મારી પાસે બેસજે–પણ પ્રથમ એક પ્યાલામાં મારે માટે શરબત લઈ આવ. સાકી શરબત લેવા ગઈ–કેટલી બધી ભોળી છે ! બુલબુલ સમા એના બોલમાં કેટલી મીઠાશ છે ? અરે ! એટલામાં શરબત લાવી પણ ખરી–લાવ...... !

લાવ જરા સ્પર્શ તો કરી લઉં...અરે! આ સામેથી કોણ આવે છે? હા–એ તો બાદશાહ શાહજહાન–શું એણે આ જોયું તો નહીં હોય?

શાહજહાન : બાંદી! તારું નામ? તું આટલી મોડી રાતે બેગમ પાસે કેમ આવી છે? નથી બોલતી? તું મૌન શા માટે ધરે છે? જવાબ આપ–ચોર છે? લૂંટારું છે? તું કોણ છે? તારે શું જોઈએ છે?

સાકી : હું ચોર નથી, લૂંટારુંએ નથી. મારે જે જોઈતું હતું તે લઈ લીધું.

શાહજહાન : તું કોણ છે? કહે સુંદરી! કયા કારણસર અહીં આવી હતી?

સાકી : હું એનો ઉત્તર ન આપું તો–

શાહજહાન : બાંદી! તારે એટલું યાદ રાખવું જોઇએ કે તું બાદશાહ શાહજહાન સામે ઉભી છે.

સાકી : હું દિલ્લીશ્વર સાથે વાત કરું છું એનું મને સંપૂર્ણ ભાન છે; ઓ ખુદાવિંદ! બેઅદબી માફ કરજો. હું મારી ઓળખાણ ન જ આપું તો શું કરશો?

શાહજહાન : તો આ લોહી તરસી તલવાર તારે માટે તૈયાર છે. પણ એક અબળા સામે શૂરવીરો પોતાની તલવાર નથી ઉંચકતા. પણ બાંદી! તારા ગુન્હાની સજા તો તને મળશે જ. મને શંકા જાય છે. કોઈ બાંદીને બોલાવી તારાં વસ્ત્રો કઢાવી મારે પરીક્ષા તો કરવી જ પડશે. આમાં જરૂર કંઈક ભેદ સમાયેલો છે.

સાકી : શાહે આલમ! હું કોણ છું તે તમારે જાણવું છે? આપની શંકા સાચી છે. હું સ્ત્રી નથી–પુરુષ છું.

શાહજહાન : (ગુસ્સામાં) પુરુષ! અને એનો મારી હૃદયેશ્વરી પાસે પદસંચાર! સલીમા! અરે! આજે હું આ હું શું જોઉં છું?

શું સાંભળું છું ? હવે તું પુરુષ હોવા છતાં તારે માટે તલવારને તસ્દી આપવા નથી ઇચ્છતો. મારે તો તને રીબાવીને મારવો છે. હાથીને પગે બાંધી દિલ્લીના નગરચોકમાં તને ઘસડીશ. નાલાયક ! તેં આ શી હિંમત કરી ? વાઘની બોડમાં હાથ નાંખતાં ડર્યો પણ નહિ ?

સાકી : ગરીબોના બેલી ! શાહે આલમ–તમે કહો તો મારી કથા આરંભું.

શાહજહાન : તારી કથા ? કહે પણ તેથી તારી સજામાં કંઈ જ ઘટાડો થશે નહિ, પાજી !

સાકી : મારું નામ મહમ્મદ–સૂતેલી સલીમાના આપ ઈશ્વર છો– એ આપની ઈશ્વરી છે. હું ય મારા બચપણથી એને મારા હૃદયની ઈશ્વરી તરીકે ઓળખતો આવ્યો છું. સલીમાના બાપુનો હું આશ્રિત હતો. અમારા કમનસીબે સલીમાની વ્હાલસોઇ અમ્મા બેહસ્તનશીન થઈ અને હું એને મેળવ્યા વગર રહી ગયો. નહિ તો આજ એ મારી હોત. પાંચ પાંચ વરસની એ વાત. હું એને નિરખવા આતુર હતો. એની ચિન્તાને ચાકડે મારું ચંચળ ચિત્ત ચડયું હતું. આશામાં–આવેશમાં–એની શોધમાં હું ફર્યો. એ અહીં છે તેવી મને ખબર પડી–હું પુરુષમાંથી સ્ત્રી થયો. દિલ્લીપતિ ! ભૂતકાળનાં સંસ્મરણો તાજાં કરતાં હૈયું હાથ નથી રહેતું. સલીમા નિર્દોષ છે. રસતંદ્રામાં પોઢી છે. અવસર મળતા મારી રસપિપાસા જાગ્રત થઈ. આ ફોરમતાં કુસુમોની ખુશબો કરતાં મને એનાં સૌંદર્યની ખુશબો વધારે મધુરી લાગી. એણે શરબત માગ્યું મેં એમાં નશાની પડીકી ઘોળી એને પાયું. એ નિંદરનાં ઘેનમાં સૂતી અને મેં જીવનનું પહેલું અને છેલ્લું સુખ અનુભવ્યું–એને ચુંબન કર્યું. અને આગો એ દશ્ય જોયું. મોતનું નગારું માથે ગડગડે છે. આપ જેને પાપ ગણો છો તે મારે મન પુણ્ય હતું.

શાહજહાન : હવે ?

સાકી : મારી એક અંતિમ આરઝુ છે.

શાહજહાન : શી ?

સાકી : સલીમા નિષ્કલંક છે—મારે ગુને એને દંડશો મા—એનું સતીત્વ અખંડ છે—મન વચન અને કર્મથી.

શાહજહાન : ( ગુસ્સામાં ) માહુમ

માહુમ : જી આવી—

શાહજહાન : કેદ કર આ બેવફા ઈન્સાનને-શયતાન કંઈનો-ગઝબ થઈ ગયો યા ખુદા પાક પરવરદિગાર ! આવ્યો હતો બેહસ્તનું સુખ માણવા-જાવ છું ગુસ્સાના આવેશમાં—શયદા ! અહીં પેરો ભરજે. બેગમ ઊઠે તો કહેજે કે એ નજરકેદ છે. યા ખુદા ! જાવ છું દુઃખભર્યો...

સલીમા : ( પથારીમાંથી ઉઠતાં ) પીધું હતું પ્યાલો ભરીને શરબત ! અરે ! તેજ શરબત હતું. સાકી ! સાકી ! ક્યાં ગઈ ? અરે ! આ તો શયદા છે. શયદા ! તું અહીં ક્યાંથી ?

શયદા : શહેનશાહ બાપુના ફરમાનથી.

સલીમા : શું બાદશાહ આવ્યા છે ?

શયદા : પાછલી રાતના એમનાં પગલાં પડયાં હતાં.

સલીમા : મોડી રાતે ? મને કોઇએ જગાડી પણ નહિ ?

શયદા : એ તો હું શું કહી શકું ?

સલીમા : પતંગિયાંનો પ્રેમ કેવો ? બાદશાહ પણ શું એક પતંગ જ છે ?–દીપકે દીપકે ભમનાર ! અરે શયદા ! આમ આવ—કહે શહેનશાહ ક્યાં છે ?

શયદા : બેગમ સાહેબા ! એ પધાર્યા છે જીનત બેગમને રંગમંદિરે.

સલીમા : એનાં નશીબ ઉઘડયાં લાગે છે. સાકી ક્યાં છે ?

શયદા : જેલના સળિયા પાછળ.

સલીમા : કયા ગુનાસર ? કોણે મોકલી ?

શયદા : તમારા દિલ અને દિલ્લીના ધણીએ.

સલીમા : શહેનશાહે- ?

શયદા : જી—

સલીમા : એનો કંઈ વાંક !—

શયદા : મારાથી એ કથા કહેવાય તેવી નથી.

સલીમા : જેલની કૂંચીઓ કયાં છે ?

શયદા : માહુમ પાસે—

સલીમા : લઈ આવે છે ?

શયદા : શાહ બાપુનો હુકમ નથી.

સલીમા : શહેનશાહને ખબર પડશે કે એને છોડનાર હું છું તો મારા ઉપર ગુસ્સે નહિ થાય–નથી સાંભળતી શયદા ?

શયદા : બેઅદબી માફ કરજો બેગમ સાહેબા–પણ...

સલીમા : શું ?

શયદા : આપના દિવસો—

સલીમા : કેવા છે ?

શયદા : પહેલાના જેવા તો નથી જ.

સલીમા : એટલે !

શયદા : શાહ બાપુના હુકમથી આપ નજરકેદ છો–

સલીમા : ( નિશ્વાસ નાખીને ) નરજકેદ ! શયદા ! મને કહે શી હકીકત છે ? તું તો મારી પ્યારી બાંદી છે.

શયદા : સાકી સ્ત્રી ન હતી—પુરૂષ હતો. એણે આપને ઠગ્યાં છે.

સલીમા : અસંભવિત—એનો સ્ત્રીના જેવો કોમળ કંઠ અને મૃદુ હાવભાવ— !

શયદા : હું સાચું જ કહું છું. શાહ બાપુ એથી જ ગુસ્સે થયા છે—તમારા ઉપર વહેમાયા છે.

સલીમા : શયદા ! હું નિર્દોષ છું.

શયદા : હવે શું થાય ?

સલીમા : અરે સાકી ! આ તેં શું કર્યું ? મારા સુખનો આફતાબ અસ્ત થશે. શાહ અને સમાજ, બન્નેની દૃષ્ટિમાં તેં મને કલંકિત કરી મૂકી—તેં સંયમ ગુમાવ્યો ? તારે સમજવું જોઈતું હતું કે હું અન્યની થઈ ચૂકી છું. હું બાદશાહને સત્ય સમજાવીશ. અરે ! મને શું થાય છે ?

શયદા : બેગમ સાહેબા ! મુંઝાશો નહિ. એમને એક પત્ર લખો–

સલીમા : તારી વાત સાચી છે. હું એક પત્ર લખી આપું છું. બાદશાહને પહોંચાડજે. એમને સત્ય જાણતાં આનંદ થશે–જિંદગી એટલે જ ભૂલભૂલામણીનું વન—લાવ કાગળ લખું—

પ્રવચકર્તા: સલીમા કાગળ લખી શાહજહાનને મોકલાવે છે. પરંતુ એ કાગળ, શાહજહાનની બીજી બેગમ જીન્નત–બેગમના હાથમાં આવતાં વાંચી લે છે. એને લાગે છે કે આ પત્ર બાદશાહના હાથમાં જશે તો પછી પોતાનું શું થશે ? આથી, પત્ર બાદશાહને ન આપતાં ફક્ત એ વિષે મોઘમ વાત કરે છે. શાહજહાન ગુસ્સામાં હતો એટલે એ પત્ર ન વાંચતાં જવાબ લખાવે છે કે—

‘ તારા જેવી કલંકિનીએ મને પત્ર ન લખવો. તારો ગુનો માફ થાય એમ નથી.’

આ બાજુ, સલીમા પત્રનો જવાબ લઇને આવતી શયદાની રાહ જોતી સમય વિતાવે છે, ત્યાં શયદા પ્રવેશે છે.

સલીમા : શયદા? બાદશાહ ક્યાં છે?

શયદા : જીન્નત બેગમને રસમંદિરે.

સલીમા : અહીં ક્યારે આવવાના છે?

શયદા : મને કાંઈ કહ્યું નથી પણ આ પત્ર આપ્યો છે.

સલીમા : અરે! આ અક્ષર તો જીન્નત બેગમના છે-શહેનશાહના નથી. કરૂણાના રંગે રંગાએલું જીવન કરૂણામાં જ વિરમશે કે શું? કરૂણામાં જ પ્રેમની પરિસીમા છે? કોનાં જીવનમાં કરૂણાનો અંશ નથી? કોઇને કરણાનો રંગ ઘેરો લાગે છે તો કોઇને આછો લાગે છે. શહેનશાહ પત્રમાં લખે છે કે મારે વિષપાન કરી જીવનનો અંત આણવો. પ્રણય જીવનનો કેવો અણકલ્પ્યો, અણધાર્યો અંત! મારે એમની આજ્ઞાનું પાલન કરવું જ જોઇએ. દિલ્લીપતિ! તમારા દિલમાં શું દયાનો છાંટોયે નથી? આજ મારી શ્રદ્ધા ઓછી થાય છે કે વધે છે? વહેમ અને ઇર્ષાની વેદી ઉપર હું મારૂં બલિદાન આપીશ.

( ગીત )

સુખની શોધે સંચરી, કર્યો મેં જીવન સંગ;
સજ્જનતા જોઈ નહિ. આગે બળતાં અંગ.

આશ અનોખી હતી કંઈ ઉરમાં, લેવા સુખના શ્વાસ;
નારી જીવનને ડગલે ડગલે આંસુ ને નિશ્વાસ:
ભૂલી પડી હું ભવની વાટે—ઉડી ગયો ઉલ્લાસ—

શહેનશાહે પાંચ વર્ષ પહેલાં આપેલી આ પ્રેમની મુદ્રિકા—એમાં

ચમકતો આ હીરો–લાવ એને ચૂસીને જ જીવનનો અંત આણું. ઓહ ! હીરો ચૂસવાની કેવી મજા પડી ! પાક પરવરદિગાર ! તું સત્યને જાણે છે. મારો જીવનધર્મ મેં પાળ્યો છે તે તારાથી ક્યાં અજાણ્યું છે ?

શાહજહાન : સલીમા !

સલીમા : તમે આવ્યા ?

શાહજહાન : હા.

સલીમા : પણ ઘણા મોડા—

શાહજહાન : કેમ ?

સલીમા : તમારા ફરમાન પ્રમાણે મેં વિષપાન કર્યું છે.

શાહજહાન : મારા ફરમાન પ્રમાણે ? એવું ફરમાન મેં કર્યું જ નથી.

સલીમા : જુવો આ આપનો કાગળ—

શાહજહાન : શયદા ! જા લુકમાન હકીમને બોલાવી લાવ.

શયદા : હકીમજીને મેં કહેવડાવ્યું છે તે આવતા જ હશે.

સલીમા : હકીમજી આવશે તે પહેલાં તો મારી હસ્તી નાબૂદ થઈ હશે. મારે રોમે રોમ ઝેર વ્યાપ્યું છે. મેં આપની પ્રેમમુદ્રિકનો હીરો ચૂસ્યો છે.

શાહજહાન : પણ મેં ઝેરનું ફરમાન આપ્યું જ નથી. સલીમા ! તેં આ શું કર્યું ? તું નિર્દોષ છે–તેની મને ખાતરી થતાં હું અહીં આવ્યો છું. દેવી ! મારો ગુનો માફ કરજે. નક્કી જન્નતે ઇર્ષ્યાની આગમાં તને હોમી દીધી-યા ખુદા !

સલીમા : મૃત્યુ પહેલાં આપનાં દર્શનની મારી છેલ્લી ઇચ્છા હતી. હવે તે પૂર્ણ થઈ–આપનું કલ્યાણ થાવ—

શાહજહાન : હકીમજી આવી પહોંચ્યા ? જુઓ તો જરા—

હકીમજી : શું જોઉં—? શાહે આલમ—આ તો સલીમાના દેહનું માળખું છે. એનો આતમ હંસલો ઉડી ગયો છે. શાહ બાપુ હવે અશ્રુપાત નકામો છે. શાંત થાવ—એના આત્માને શાંતિ મળે એ માટે ખુદાને અરજ ગુજારો—

શાહજહાન : ઓ સલીમા ! કોણ કહે છે કે તારૂં મૃત્યુ થયું છે? તારી પ્રણયમૂર્તિ તો મારા જીગરમાં જીવંત છે. ઓ ખુદા ! એના આત્માને શાંતિ બક્ષજે. યા અલ્લા !—

---

# વિજય-પરાજય



અર્પિત

વિદ્યાવ્યાસંગી

સ્વ૦ મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજી મહારાજની પુણ્ય સ્મૃતિને

## પાત્રો :

અશોક : ભારત-સમ્રાટ

સેનાપતિ : લશ્કરનો વડો

ઉપગુપ્ત : બૌદ્ધ સંન્યાસી

રાજકન્યા : કલિંગની રાજકુમારી

ઉપરાંત-સૈનિકો, વૃદ્ધ પ્રજાજન, નારી, જોગમાયા

[ આજથી બાવીસો વર્ષ પહેલાંની આ વાત છે. સમ્રાટ અશોકનું નામ ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયેલું છે. ઇ. સ. પૂર્વે ૨૭૩માં એનો રાજ્યાભિષેક થયો ત્યારથી એનાં મનમાં પોતાનાં સામ્રાજ્યને વિશાળ બનાવવાની મહેચ્છા હતી. ગાદીએ બેઠા પછી આઠેક વર્ષે એણે કલિંગ દેશ પર ચડાઈ કરી. એ મહાસંગ્રામમાં સમ્રાટ અશોકનો વિજય થયો પણ તે પરાજય સમો હતો. એ જ સમયે એના હૃદયનો પલટો થયો. જીવનને ધન્ય કરનાર એ ભવ્ય પ્રસંગને અહીં નાટિકા સ્વરૂપે રજૂ કરવામાં આવ્યો છે. ]

પ્રવચક : સમ્રાટ અશોક પોતાની છાવણીમાં બેઠા છે ત્યાં વિજય ડંકા વાગી રહ્યા છે. સૈનિકોનાં વિજય ગીત સંભળાય છે.

વધામણી ! વધામણી ! વધામણી !
આજ હો ! આનંદની વધામણી !
હૈયામાં હર્ષ હો રેલાય :
આજ હો ! આનંદની વધામણી !
હો......જીતીને જંગ આવ્યા :
રાખીને રંગ આવ્યા :
શૂરા સૌ સંગ આવ્યા :
દુંદુભિ જીતનાં સુણાય !
આજ હો ! આનંદની વધામણી !
હો...દુશ્મનને દાવ દીધો :
લાખેણો લ્હાવ લીધો :
વિજય-પ્રભાવ કીધો :
જીવનિયાં સર્વનાં સોહાય :
આજ હો ! આનંદની વધામણી !

અશોક : શો વિજયનાદ સંભળાઈ રહ્યો છે ! કલિંગ જિતાયું. સેનાપતિ પરાક્રમગાથાઓ કહેતાં થાકશે નહિ. મારા આ બહાદુર સૈનિકો વિજયને વરીને આવ્યા. જીવનને ધન્ય કરીને આવ્યા. માતાની કૂખ દીપાવીને આવ્યા. દેશનું નામ રાખીને આવ્યા.

અવાજ : સમ્રાટ અશોકનો જય હો! જય હો! જય હો!

અશોક : ઓહ! સામેથી સેનાપતિ આવે છે. ઉન્નત મસ્તકે આવે છે. તેજીલી તલવાર લઇને આવે છે. પૌરૂષભર્યાં પગલાં પાડતો આવે છે.

સેનાપતિ : મહારાજને પ્રણામ!

અશોક : પધારો પરાક્રમશાળી! સમ્રાટ તમારા વિજયને વધાવી લે છે. ગુમાની કલિંગપતિ પકડાયો કે?

સેનાપતિ : ના મહારાજ! ઇચ્છા તો બહુ હતી કે એને જીવતો પકડી પિંજરનું પંખી બનાવી આપની સમક્ષ હાજર કરીએ. એ બહાદુરીથી લડયો ને લડતાં લડતાં મોતનો મહેમાન બન્યો. પણ એનો પુત્ર રાજકુમાર પકડાયો છે.

અશોક : સેનાપતિ! અશોકનું અંતર આજ આનંદે છે. તમારું પરાક્રમ જોઇ હું રાજી થાઉં છું. તમને મોં માગ્યું ઇનામ મળશે.

સેનાપતિ : મહારાજની કૃપા એ જ મારે મન મોટું ઇનામ છે.

અશોક : આજે નગરમાં વિજયનાં વાજાં વગડાવો. વિદ્યાલયોમાં મીઠાઈ વહેંચાવો. નગરજનો એમના સમ્રાટનો વિજય સાંભળી હર્ષઘેલાં બનશે.

સેનાપતિ : ને મહારાજ! આપને વધાવવા માટે આતુર નગરનારીઓ યશોગાન ગાતી પુષ્પો ને કુંકુમઅક્ષતે આપને વધાવશે. આપની આરતી ઉતારશે. આજનો દિવસ મહા મંગળ છે. મહારાજ! સામેથી બે સૈનિકો એક સાધુને પકડીને આવતા જણાય છે.

અશોક : સેનાપતિ! શું સાધુને બાંધ્યો છે?

સેનાપતિ : હા! મહારાજ!

અશોક : શા માટે?

સેનાપતિ : એની તો મને પણ જાણ નથી મહારાજ ! પણ હું સૈનિકને પૂછું છું. સૈનિક !

સૈનિક : જી !

સેનાપતિ : સાધુને શા માટે બાંધી લાવવો પડયો ?

સૈનિક : અન્નદાતાને ઘણી ખમ્મા ! મહારાજ ! આ સાધુ હઠીલો છે, ઢોંગી છે, ધૂતારો છે. આજ વિજયના મંગળ દિને એ રૂદનનાં ગાન ગાય છે. ને જોરશોરથી પોકારે છે કે મહારાજે પાપ કર્યાં છે–મહાપાપ કર્યાં છે. ન માફ થઈ શકે એવાં પાપ કર્યાં છે.

અશોક : સાધુ મહારાજ ! આ સૈનિક કહે છે તે સાચું છે ?

ઉપગુપ્ત : હા રાજન્ ! એ સાચું છે. તદ્દન સાચું છે. ઘોર પાપ થયું હોય–પુણ્ય પરવાર્યું હોય ત્યાં રૂદન જ હોય કે બીજું કંઈ ?

અશોક : ઘોર પાપ ? કોણે કર્યું ? ક્યારે કર્યું ? ક્યાં કર્યું ? કોનું પુણ્ય પરવાર્યું ?

ઉપગુપ્ત : રાજન્ ! સાચું જ સાંભળવું છે ને ?

અશોક : હા ! જે કંઈ કહેવું હોય તે વિના સંકોચે કહો.

ઉપગુપ્ત : એ પાપ તમે કર્યું છે. થોડાક સમય પહેલાં કર્યું છે. આ ધરતી પર કર્યું છે. તમારું પુણ્ય પરવાર્યું છે.

અશોક : શું મેં પાપ કર્યું છે ?

ઉપગુપ્ત : પાપ નહિ—મહાપાપ !

સેનાપતિ : મહારાજની સામે બોલવાની આ હિંમત ?

ઉપગુપ્ત : સાધુઓને મન સમ્રાટ કરતાં સત્યની કિંમત અનેક ઘણી વિશેષ હોય છે.

અશોક : સાધુ ! તમે શું આ સત્ય કહો છો ?

ઉપગુપ્ત : સૂર્યના પ્રકાશ જેટલું સત્ય. તમારા ને મારા અસ્તિત્વ જેટલું સત્ય. પોતાનો અહંભાવ પોષવાને માટે, પોતાની લાલસાને

ઉત્તેજવા માટે, પોતાના વૈભવને વિસ્તારવા માટે લાખો માનવીઓનો સંહાર કરવો એ શું પાપ નથી? પુણ્ય છે? મહાપુણ્ય છે? પૂછું છું પ્રશ્ન મહારાજને—મહારાજ એનો ઉત્તર આપે.

અશોક : માનવસંહાર! પાપ...મહાપાપ...આ હું શું સાંભળું છું આજે?

ઉપગુપ્ત : સંગ્રામમાં બીજું શું બને? સંહાર–મહાસંહાર!

અશોક : પાપ......મહાપાપ !–શું બની ગયું?

ઉપગુપ્ત : લાખ લાખ માનવીઓનાં શબ પડયાં છે. લાખ–બે લાખ કેદ પકડાયા છે. માતાઓ સંતાનવિહોણી થઈ છે. કોઈનો હાથ કપાયો છે—કોઇનો પગ–કોઈની આંખ–આ બધું શું આપને પુણ્ય લાગે છે?

અશોક : ના મહારાજ! એને હું પુણ્ય તો કયે મોંએ કહી શકું? સેનાપતિ! સાધુ મહારાજનાં બંધન જલદીથી છોડી નાંખો. એ કોઇ સામાન્ય સાધુ નથી. ભવ્ય મહાત્મા લાગે છે. જ્ઞાની લાગે છે. તત્ત્વજ્ઞાની લાગે છે.

ઉપગુપ્ત : રાજન્! સાધુને આવાં બંધન હોય તો યે શું ને ન હોય તો યે શું? અમારાં સાચાં બંધન તો અમારાં વ્રત છે–સત્ય, દયા, સંયમ ને અહિંસા.

અશોક : અહિંસા?

ઉપગુપ્ત : હા. મન વચન અને કર્મથી એનું પાલન કરવું જોઇએ. કોઇનું બૂરૂં કરવાનો વિચાર સરખો યે કરવો એ પાપ છે.

અશોક : તો શું મારો વિજય નથી થયો?

ઉપગુપ્ત : આને તમે વિજય કહો છો?

સેનાપતિ : વિજય નહિ તો બીજું શું? ઠેર ઠેર વિજયદુંદુભિ વાગી રહ્યાં છે.

ઉપગુપ્ત : રાજન્ ! મારી વાત સમજવાનું સેનાપતિનું ગજું નથી. ચાલો જરા મારી સાથે.

અશોક : મહારાજ ! શું તમારે મને તમારાં જેવાં સંન્યાસીનાં ચીર પહેરાવવાં છે ?

ઉપગુપ્ત : રાજન્ ! તમારા દેહને તો નહિ પણ આત્માને તો જરૂર પહેરાવીશ.

સેનાપતિ : મહારાજ ! આપ હવે નગર તરફ કૂચ કરવાની તૈયારી કરો. સૈનિકો આપની આજ્ઞાની પ્રતીક્ષા કરી રહ્યા છે.

અશોક : તમારી વાત ઠીક છે. (ઉપગુપ્તને) હાં મહારાજ ! ક્યાંથી આવો છો ? તમારું મંગળ નામ ?

ઉપગુપ્ત : રાજન ! આવું છું તો કાંલિંદીને કિનારેથી–મથુરા-નગરીથી, લોકો મને ઉપગુપ્તને નામે ઓળખે છે. ભગવાન બુદ્ધનો હું અનુયાયી...બુદ્ધં શરણં ગચ્છામિ !

અશોક : ભગવાન બુદ્ધદેવના અનુયાયી ! મહાત્મા ! આપને મારાં વંદન હો !

ઉપગુપ્ત : રાજન્ ! હવે વિલંબ કર્યા વિના મારી સાથે ચાલો.

અશોક : જેવી આજ્ઞા ! પણ આપ મને ક્યાં લઇ જશો ?

ઉપગુપ્ત : સમરભૂમિમાં.

સેનાપતિ : મહારાજ ! આપ ક્યાં જઈ રહ્યા છો ?

અશોક : મહાત્મા જ્યાં લઇ જાય ત્યાં–ચાલો મહાત્મન્ !

સેનાપતિ : બંને ગયા. દૈવ ! શું થવા બેઠું છે ? આ સાધુ તો જબરો નીકળ્યો. એની આંખોમાં કોઈ અજબ ચમક છે. એણે મહા-રાજને જોતજોતમાં વશ કરી લીધા. જરૂર એની પાસે કોઈ વશીકરણ મંત્ર હોય એમ લાગે છે. ઠીક છે. એનો ઉપાય કરવો પડશે.

પ્રવચક : ઉપગુપ્ત સમ્રાટ અશોકને સમરભૂમિમાં લઈ આવે છે.

ઉપગુપ્ત : રાજન્ ! આજ પૂર્ણિમાની રાત છે. આભમાંથી અમૃત નીતરે છે પણ આ સમરભૂમિ પર હાહાકાર મચી રહ્યો છે.

સૂનકાર વ્યાપી રહ્યો છે. તમરાં બોલી રહ્યાં છે. ભૂતાવળ નાચતી હોય એમ લાગે છે.

અશોક : હા ! આ તો ભૂતાવળનો શોરબકોર જ લાગે છે.

ઉપગુપ્ત : રાજન્ ! તમારી સમરભૂમિ શ્મશાનભૂમિ બની છે ને શ્મશાનમાં બીજું શું હોય ?...ભૂતાવળ.

અશોક : ભૂતાવળ...ભૂતાવળનો અવાજ ?

૧ લો અવાજ : કોણ છે આ હત્યારો ?

૨ જો અવાજ : કોણ છે એ નરરાક્ષસ ?

૩ જો અવાજ : કોણ છે એ પાપી ?

૪ થો અવાજ : કોણ છે એ રાવણનો સહોદર, દુર્યોધનનો ભાઈ, કંસનો સાથી ?

સામટા અવાજો : મારો એને ! કાપો એને !

અશોક : મહારાજ ! આ હું શું સાંભળું છું ? અદૃશ્યોના અવાજ મારું કલેજું કંપાવી નાંખે છે.

ઉપગુપ્ત : રાજન્ ! ડર લાગે છે ?

અશોક : ડરતો તો નથી મહાત્મા ! પણ...બેબાકળો બની ગયો છું.

અવાજ :

અશોક તારું નામ ને સઘળે છાયો શોક;
ગઠડી બાંધી પાપની, સંહાર્યાં કૈં લોક.

અશોક : સઘળે છાયો શોક...
...સંહાર્યા કૈં લોક...
કેવા કારમા એ બોલ !

ઉપગુપ્ત : કર્મનો બદલો મળ્યા વિના રહેતો નથી રાજન્ ! તમે થાકી ગયા હોય એમ જણાય છે !

અશોક : મહાત્મન્ ! થાક્યો નથી પણ...

ઉપગુપ્ત : શું ?

અશોક : હું...

વૃદ્ધ : બોલ ! બોલતાં કેમ અટકયો ? તું પણ એક પાપી હોય એમ લાગે છે ! તારી સાથે આવવું એ પાપ છે. જા ચાલ્યો જા- તારા પાપનો હિસાબ આપવા માટે.

ઉપગુપ્ત : સાંભળી આ આર્તની વાણી ! એમાં શું શું છે ? દર્દ છે, દુઃખ છે, નિશ્વાસ છે ? ને તમે શું શું જોયું ?

અશોક : ધર્મ નહિ–અધર્મ જોયો. પુણ્ય નહિ–પાપ જોયું. માનવતા નહિ–પશુતા જોઇ. અરે ! આ તો કોઇ યુવતી આવે છે.

યુવતી : કયાં છે મારો નાથ ?

અશોક : બ્હેન ! તું કોણ છે ?

યુવતી : હું કલિંગવાસિની છું. મારા પતિદેવ સંગ્રામમાં માર્યા ગયા છે. હજુ હાથેથી મીંઢળ પણ છૂટયા નથી. પરણીને ઘેર આવી ત્યાં યુદ્ધનાં આમંત્રણ આવ્યાં ને મારા પતિ તલવાર લઈ ચાલી નીકળ્યા. મેં 'એમને ભાવભીની વિદાય આપી–એક આર્ય રમણીને છાજે એ રીતે. ખરેખર ! અશોકે મહા અત્યાચાર કર્યો છે. મારા પતિ તો સ્વર્ગે સિધાવ્યા છે. વીરગતિને પામ્યા છે પણ અશોકે મારા જેવી કંઇક નારીઓને વૈધવ્યના વાઘા સજાવી અનાથ બનાવી મૂકી છે.

અશોક : બ્હેન ! લાખોનાં શબ પડયાં છે તેમાં તમારા પતિનું શબ તમે શી રીતે શોધશો ? હું કંઈક મદદ કરું ?

યુવતી : મારે કોઈની મદદની જરૂર નથી. ચાલ્યા જાવ ! તમારે માર્ગે વળો—તમે પણ અશોકના જ માણસો લાગો છો. મને તમારો ડર લાગે છે જાવ જતા રહો–

અશોક : બહેન ! ગભરાઈશ નહિ. યુદ્ધઘેલો અશોક તો જગત-માંથી કયારનો યે અદૃશ્ય થઈ ગયો છે.

યુવતી : એ દૃશ્ય હો કે અદૃશ્ય ! મને એની પરવા નથી. મારે એ વિષે કંઈ જાણવું નથી. મને મારું કામ કરવા દો.

અશોક : ચાલી ગઈ! ગુરુરાજ! પતિવિહોણી નવોઢા! એનો આત્મા મારા પણ જાણે શાપ વરસાવી રહ્યો છે! આવા અસંખ્ય આત્માઓના શાપ આ અશોકે વહોર્યા છે.

ઉપગુપ્ત : રાજન્! પાપનો બદલો શાપ સિવાય બીજો શો હોઈ શકે?

અશોક : મહાત્મન્! પગ નીચેથી જાણે ધરતી સરી જતી હોય એમ લાગે છે.

ઉપગુપ્ત : મેં કરેલી વાતની પ્રતીતિ થઇ? રાજન્!

અશોક : હા ગુરુદેવ! સાચે જ મારે હાથે ભયંકર પાપ થયું છે. આ લાખોના શબોને ગીધ ફોલી ખાતાં દેખાય છે.

આ દૃશ્ય નથી જોવાતું–નથી સહેવાતું–ચાલો પાછા શિબિરે જઇએ. મહામાનવસંહાર-પાપ (ગભરાઇને) અરે! વળી પાછું આ કોણ આવ્યું? આ તો કોઇ નારી લાગે છે–હાથમાં ખંજર લઇને આવે છે. મારા લોહીની જાણે તરસી હોય એમ લાગે છે.

જોગમાયા : હા, તારું ખૂન કરવા આવી છું.

(અટ્ટહાસ્ય કરે છે)

લાખોનાં લોહી તેં પીધાં તો તારું લોહી પણ કોઇએ પીવું જોઇએ ને? આટઆટલો સંહાર કર્યો તોય હજુ તારી કેડે તલવાર તો લટકતી દેખાય છે!

અશોક : દેવી! આપ કોઈ વીરાંગના લાગો છો! કહો કોણ હશો?

જોગમાયા : હું કોણ છું તે જાણવાની તારે શી જરૂર છે? તારા રૂધિરથી હું મારું ખપ્પર ભરીશ. તારે જાણવું છે તો જાણી લે કે હું જોગમાયા છું.

અશોક : મારું રૂધિર જોઇએ છે? જોગમાયા!

જોગમાયા : તારા જેવા નરપિચાશને તો જેટલી સજા થાય તેટલી ઓછી છે.

અશોક : જોગમાયા ! આપ ઘણા કોપાયમાન થયા હોવ એમ લાગો છો !

જોગમાયા : મદાંધ રાજા ! વિજયની ધૂનમાં, સામ્રાજ્ય વિસ્તારવાના મોહમાં, સત્તાના દોરમાં, વૈભવના ઘેનમાં તારે હાથે મહા અનર્થ થયો છે. તેનું તને ભાન છે ?

અશોક : મને ક્ષમા કરો દેવી ! આપ ગમે તે હો ! આપને મારા વંદન છે. હું મારો અપરાધ કબૂલું છું ને આ ગુરૂદેવને મારાં પાપોનું પ્રાયશ્ચિત કરવાનો માર્ગ પૂછું છું. કહો ગુરૂદેવ !

ઉપગુપ્ત : પાપનું પ્રાયશ્ચિત કરવું છે ? સાચા મનથી ?

અશોક : હા ! સાચા મનથી. આપ કહેશો તે કબૂલ છે. આપની સલાહ મારે શિરોમાન્ય છે.

ઉપગુપ્ત : બુદ્ધં શરણં ગચ્છામિ ! ભગવાન બુદ્ધને શરણે જાવ ને અહિંસા પરમો ધર્મના સિદ્ધાંતને અનુસરો. શસ્ત્રોનો ત્યાગ કરો. દુશ્મનાવટની દવા દુશ્મનાવટ નથી પણ પ્રેમ છે–માનવતા છે એ વાત શીખો ને સૌને શીખવો.

અશોક : આજે હું આ સમરભૂમિમાં મારી તલવાર ફેંકી દઉં છું. પ્રતિજ્ઞા લઉં છું કે કદાપિ ફરી એને ધારણ નહિ કરું. અહિંસા એ જ મારૂં જીવન વ્રત બની રહેશે. ઊંડા અંધારેથી આપે જે મને પરમ તેજનાં દર્શન કરાવ્યાં છે, ગુરૂદેવ ! હું આપનો કેટલો બધો ઋણી છું.

જોગમાયા : રાજવી ! આ મહાત્માએ તારી આંખ ઊઘાડી લાગે છે. તારો પસ્તાવો જોઈ હું પણ વિસ્મય પામું છું. એ વ્રત જીવન ભર પાળજે ને પાળીશ તો જગતમાં અમર બનીશ. આવી હતી તારો સંહાર કરવા–મારૂં ખપ્પર ભરવા પણ જાવ છું–તારી પ્રતિજ્ઞાના પુણ્ય વચનો સાંભળીને.

ઉપગુપ્ત : ચાલો મહારાજ ! રાત ઘણી વીતી છે હવે આપણે શિબિરમાં જઈએ.

અશોક : ગુરુદેવની ઇચ્છાને હું અનુસરું છું.

પ્રવચક : સમ્રાટ અશોક શિબિરમાં વિચારગ્રસ્ત દશામાં બેઠા છે ત્યાં બેબાકળો બનેલો સેનાપતિ આવે છે.

સેનાપતિ : ગજબ થયો મહારાજ !

અશોક : શું થયું ?

સેનાપતિ : જે સૈન્ય જવા માટે તૈયાર થયું હતું તેના પર પાછળથી હુમલો થયો.

અશોક : કોણે કર્યો એ હુમલો ?

સેનાપતિ : સશસ્ત્ર નારીસેનાએ.

અશોક : નારીસેના ? કોણ છે એની આગેવાન ?

સેનાપતિ : એની આગેવાન એક યુવતી છે–તેજસ્વી યુવતી છે. હાથમાં તલવાર લઈ રણચંડી શી આપને શોધતી થોડીક સ્ત્રી સૈનિકો સાથે એ અહીં જ આવી રહી છે.

અશોક : એને આવવા દો. જોજો કોઈ સૈનિક એક પણ સ્ત્રી ઉપર હાથ ન ઊગામે. તલવારોને મ્યાનમાં જ રહેવા દે.

રાજકન્યા : ખૂની સમ્રાટ ! ચાલ મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા. જોઉં તો ખરી કે તારી શી તાકાત છે ?

અશોક : બાળા ! તું કોણ છે ?

રાજકન્યા : હું કલિંગનરેશની રાજકન્યા છું. મારા પિતાનું વેર વાળવાં આવી છું અમારી નિર્દોષ પ્રજાએ તારું શું બગાડયું હતું કે તેં રુધિરની નદીઓ રેલાવી ? ઊઠ–ને સંગ્રામ ખેલ.

અશોક : રાજકન્યા ! નારી જાત ઉપર હાથ ઊઠાવે એવો અશોક અધમ નથી.

રાજકન્યા : અધમ નથી તો શું ધર્મવાન છે ? લાખો નિર્દોષ માણસોનાં બલિદાન લેતાં જેની છાતીને આંચકો ન લાગ્યો તેને મન

ધર્મ શું ને અધર્મ શું? સ્ત્રી શું ને બાળક શું? કસાઇને મન ગાય શું ને ઘેટું શું?

અશોક : રાજકુમારી! જરા સ્વસ્થ થાવ–શાંત પડો.

રાજકન્યા : શા માટે શાંત પડું? મારા હૈયામાં આગ સળગે છે. એના ભડકા શમે એવા નથી.

અશોક : બ્હેન! મારી વાત સાંભળશો જરા?

રાજકન્યા : હવે મારે કોઇની વાત સાંભળવી નથી. મારે તો વેરનો બદલો લેવો છે. મારા પિતાનું વેર–મારી પ્રજાનું વેર–લાખો નિર્દોષોનું વેર–યુદ્ધ વિના મને જરા યે શાંતિ નથી.

અશોક : રાજકુમારી! મારા કાર્ય માટે ખરેખર મને પસ્તાવો થાય છે.

રાજકન્યા : પસ્તાવો? કેવી વાગ્જાળ બિછાવવા માંડી છે? હું એમ ભોળી નથી કે એ જાળમાં ફસી જાઉં.

અશોક : હું સાચું કહું છું, રાજકન્યા!

રાજકન્યા : રાજન્! સત્ય સમજી શકાયું હોત તો માનવસંહાર ન કરત. લાખો નારીઓનાં સૌભાગ્ય કંકણ ન નંદાત. લાખો કુટુંબો તારાજ ન થાત. નંદનવન સમા દેશને રેતીનાં રણ જેવો ન કરી મૂક.

અશોક : મારી વાત જૂઠી લાગે છે?

રાજકન્યા : હા!

અશોક : તો ચલાવ તારી તલવાર ને ઉડાવ મારું માથું—

રાજકન્યા : આ નાટક ભજવવું રહેવા દો ને મારી માગણીનો સ્વીકાર કરો.

અશોક : અશોક નાટક નથી કરતો. એની જિંદગીનું નાટક થઈ ગયું. હવે તો પોતે કરેલા મહાપાપના પસ્તાવાના પાવકમાં એ સળગી રહ્યો છે. પધારો ગુરૂદેવ!

ઉપગુપ્ત : દેવી ! સમ્રાટનું કથન સત્ય છે. એમણે મારી સામે જ હથિયાર ફેંકી દીધાં છે ને જીવનભર હથિયાર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. હું એમની આ વાતનો સાક્ષી છું. તેઓ ભગવાન બુદ્ધને શરણે આવ્યા છે.

રાજકન્યા : આપ કોણ છો ? મહાત્મન્ !

ઉપગુપ્ત : હું ભગવાન બુદ્ધનો અનુયાયી ઉપગુપ્ત.

રાજકન્યા : મહાત્મા ઉપગુપ્ત છો ? પ્રભુ ! અવિનય થયો હોય તો ક્ષમા કરજો. આપની વાણીમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. જો સમ્રાટનો હૃદયપલટો થયો હોય તો તે સારી વાત છે. વંદનીય છે.

અશોક : વીરાંગના ! તમને અને તમારી નારીસેનાને પણ આ અશોક વંદન કરે છે. તમારાં દર્શને હું આજ ધન્ય થયો છું. કલિંગના મારા વિજયમાં મારો પરાજય છે. અહિંસાના વ્રતમાં જ મારો સાચો વિજય છુપાયો છે. સેનાપતિ ! બધા બંદીવાનોને મુક્ત કરો ને કલિંગના રાજકુમારને માન સાથે અહીં લાવો. ઘાયલ થયેલા પીડિતોની સારવારનો પ્રબંધ કરાવો. અશોક સૌની સમક્ષ યુદ્ધને તિલાંજલિ આપે છે. ગુરુદેવ ! કંઈક વિશેષ આદેશ ?

ઉપગુપ્ત : માનવતાના મંત્રો ગુંજો ને ગુંજાવો. પ્રત્યેક માનવી પ્રત્યે મૈત્રીભાવ કેળવો–ભ્રાતૃભાવ વધારો. અપંગો ને અનાથોને સહાય આપો. જીવ માત્ર પર દયાભાવ દર્શાવો. અહિંસાના આદેશનું પાલન કરો–મન, વચન ને કર્મથી. સત્યને જ જીવન સાથી બનાવો. જેવી વાણી તેવું જ વર્તન. જેવો વિચાર તેવો જ આચાર. સત્તા, સંપત્તિ ને સેના પ્રજાના રક્ષણાર્થે વાપરો. પંચશીલનું વ્રત ધારણ કરો. એમાં જીવનનો જય છે. આત્માનો વિજય છે.

અશોક : ગુરુદેવ ! આપે મને અસત્યમાંથી સત્યમાં આણ્યો છે ને જ્ઞાન રૂપી અમૃતનાં પાન કરાવ્યાં છે. ધર્મનું રહસ્ય સમજાયું છે. યુદ્ધનો ઉપાસક અશોક આજથી શાંતિનો ચાહક બને છે.

ઉપગુપ્ત : બુદ્ધં શરણં ગચ્છામિ !

બધાં : બુદ્ધં શરણં ગચ્છામિ !

ઉપગુપ્ત : ધમ્મં શરણં ગચ્છામિ !

બધાં : ધમ્મં શરણં ગચ્છામિ !

ઉપગુપ્ત : સંઘ શરણં ગચ્છામિ !

બધાં : સંઘ શરણં ગચ્છામિ !

---

# મગધસમ્રાટ



અર્પણ

ગુજરાતના મલ્લીનાથ સમા વડોદરાના કલાદીપ

**સ્વ. સાક્ષર શ્રી છોટાલાલ નરભેરામ ને**

પાત્રો :

નંદ : મગધનો વિલાસી રાજા

રૂપરંભા : રાજનર્તકી

ચાણક્ય : એક તેજસ્વી બ્રાહ્મણ–ચંદ્રગુપ્તનો ગુરુ

મુરાદેવી : ચંદ્રગુપ્તની માતા

ચંદ્રગુપ્ત : મુરાનો પુત્ર પાછળથી મગધસમ્રાટ

પ્રવચક : વસંતની સોહાગભરી સંધ્યા આથમી રહી છે. મંદ મંદ વસંતાનિલ વાઈ રહ્યો છે. મહારાજા નંદ પોતાના રસોદ્યાનમાં રૂપરંભા સાથે વિનોદ કરી રહ્યો છે.

નંદ : રૂપરંભા !

રૂપરંભા : શી આજ્ઞા છે ? મહારાજ !

નંદ : આજ્ઞા ! કેવી વિચિત્ર વાત ! ગાંડી ! આજ્ઞા તો તારે કરવાની હોય !

રૂપરંભા : મહારાજ ! હું તો ગમે તેવી તોય વારાંગના ! આપના ચરણોની દાસી !

નંદ : તારૂં રૂપ ચમત્કારિક છે. ચુંબક જેમ લોહને ખેંચે છે એમ તારૂં રૂપ મને આકર્ષી રહ્યું છે ને ચોવીસે કલાક તારી સાથે રહું એમ જ થયા કરે છે.

રૂપરંભા : મહારાજ ! એ તો આપની મારા ઉપર કૃપા છે. અનુરાગ જાગે ત્યારે જ પ્રીતિ ઉદ્‌ભવે છે. ને પ્રીતિ ઉદ્‌ભવે ત્યારે જ આત્માનાં ઐક્ય સધાય છે.

નંદ : સુંદરી ! રૂપરાણી ! તારી સુંદરતાની જેટલી પ્રશંસા કરૂં એટલી ઓછી.

રૂપરંભા : વારી જાઉં રે મારા મનગમતા મહારાજ ! આપે મારી પ્રશંસા કરવાની ન હોય !

નંદ : નંદ તારી પ્રશંસા નહિ કરે તો પછી કોણ કરશે ? જ્યારે તું મદિરાની કટોરી પાય છે ત્યારે તો આ હૈયું મસ્ત બને છે ને તેથી યે વધુ મસ્તી-વિશેષ નશો ચડે છે...

રૂપરંભા : ક્યારે ?

નંદ : તું તારા નયનો નચાવે છે ત્યારે !

રૂપરંભા : મહારાજ ! હું તો રહી નર્તકી ! અમારે તો નયન નચાવીને જ આપની કૃપા મેળવવાની હોય !

નંદ : રંભા ! રાજાઓનાં તે કંઈ જીવન છે ! રાજતંત્રની ઉપાધિ ક્યાં છૂટે એમ છે !

રૂપરંભા : મહારાજ ! આપ છોડો તો જરૂર છૂટે.

નંદ : સાચી વાત છે સુંદરી ! તારૂં આકર્ષણ જ એવું છે. તને જોઉં છું ને તમામ ઉપાધિઓ વીસરી જાઉં છું. તારા જેવી સુંદરીઓના સહચાર આગળ મગધનું સામ્રાજ્ય પણ કંઈ વિસાતમાં નથી. આવ, બેસ આ હિંડોલે ને ગા કંઈ રસગીત. તારૂં સંગીત પ્રાણને પ્રફુલ્લાવે છે. એનું શ્રવણ કરૂં છું ત્યારે જીવન ધન્ય બને છે.

રૂપરંભા : જેવી મહારાજની આજ્ઞા. એમાંજ અમારા જીવનનું સાર્થક.

( ગીત )

**નંદ નંદ હો આનંદ :**
**પ્રેમ ને વિલાસ-છંદ :**
**સ્મિત શું સુરંત મંદ :**
**આજ રંગ—આજ રાગ છે. નંદ૦**
**પુરૂષ પ્રકૃતિનાં દ્વન્દ્વ :**
**વધે ચંદ્રિકા કે ચન્દ્ર ?**
**ફસે ભૃંગ પદ્મ-ફંદ :**
**નંદ સ્નેહનો સોહાગ છે. નંદ૦**

નંદ : ખૂબ સુંદર ! નંદનો આનંદ એની રૂપરાણી રંભા છે. એનું મંદ સ્મિત કાળજાને વીંધી નાંખે એવું છે. પુરૂષને પ્રકૃતિના દ્વન્દ્વમાં સદા પ્રકૃતિનો જ વિજય થાય છે. ચંદ્ર કરતાં એની ચંદ્રિકા જ સોહામણી લાગે છે. ને ભૃંગરાજ સદા પદ્મની પાંખડીઓમાં બીડાવા જ સર્જાયો છે. પ્રેમની એ પરિસીમા છે. સ્નેહનાં તો સમર્પણ જ હોય, સુંદરી ! નંદ તારો છે. તારા હૃદય રૂપી પદ્મની પાંખડીઓમાં એ કેદ પૂરાવા માટે જ સરજાયો છે.

રૂપરંભા : મહારાજ ! મહારાજ ! કોઈ આવતું લાગે છે. હું રજા લઉં છું.

નંદ : આ રંગરાગમાં ભંગ શો ? અરે ! આ કોણ આવ્યું ? એને કોણે આવવા દીધો ? અલ્યા ! મારા રંગરાગમાં ભંગ પાડનાર તું કોણ છે ?

ચાણક્ય : હું કોણ છું ?

નંદ : હા ! હા ! જલદી કહી નાંખ–તું કોણ છે ?

ચાણક્ય : મહારાજ ! હું એક બ્રાહ્મણ છું.

નંદ : બ્રાહ્મણ ! તને કોઇએ અહીં આવતાં ન રોક્યો ?

ચાણક્ય : બ્રાહ્મણને કોણ રોકે ?

નંદ : તારૂં નામ ?

ચાણક્ય : લોકો મને ચાણક્યના નામથી સંબોધે છે. ગુસ્સે ન થાવ, મહારાજ ! હું આપને મળવા આવ્યો છું. હું તો એક અકિંચન બ્રાહ્મણ છું–બ્રાહ્મણ !

નંદ : બોલ, જલદી બોલ ! કેમ આવવું થયું ?

ચાણક્ય : હું એક ફરિયાદ કરવા આવ્યો છું.

નંદ : ફરિયાદ ! શું આ ફરિયાદ કરવાનો સમય છે ?

ચાણક્ય : તો કયો સમય મેળવું ? મહારાજ તો ચોવીસે કલાક સુરા અને સુંદરીના બંધનમાં હોય છે.

નંદ : બ્રાહ્મણ ! જબાન જરા ટૂંકી કર. બોલતાં યે આવડે છે કે નહિ ? કહે કોની સામે ફરિયાદ છે ?

ચાણક્ય : આપના સાળા સામે.

નંદ : એણે તારૂં શું બગાડયું છે ?

ચાણક્ય : એણે મારૂં અપમાન કર્યું છે, મહારાજ !

નંદ : એ તો રહ્યો સમ્રાટનો સાળો. એની સામે ફરિયાદ ન હોય અને સામાન્ય માનવીઓએ કદી માન–અપમાનની પરવા ન કરવી જોઇએ.

ચાણક્ય : આ કોણ મગધપતિ નંદરાય બોલે છે ! જે માનવીને પોતાનું આત્મગૌરવ નથી, એ માનવી માનવી નથી–પશુ છે.

નંદ : ભલા બ્રાહ્મણ! તારો બકવાદ બંધ કર. આવા નજીવા કારણસર તેં મારા રંગરાગમાં ખલેલ પહોંચાડી મહા અનર્થ કર્યો છે. જા, દૂર થા!

ચાણક્ય : મહારાજ આટલો બધો ઘમંડ રાખે છે? પોતાને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવડાવનાર રાજવીએ તો પ્રજાના સેવક બનવું જોઇએ-નમ્રતા કેળવવી જોઇએ.

નંદા : અલ્યા! તું મને શિખામણ આપનાર કોણ?

ચાણક્ય : હું કોણ? એક બ્રાહ્મણ! ક્ષત્રિયો-અરે, એકલા ક્ષત્રિયો જ શા માટે? સમસ્ત માનવજાત જેને વંદનીય ગણે છે એ હું-બ્રાહ્મણ!

નંદ : નકામી શેખી રહેવા દે. ક્યાં છે આજે બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ? ક્યાં છે આજે બ્રાહ્મણોનું જ્ઞાનતેજ? અરે! કોઈ હાજર છે કે? પ્રતિહાર!

પ્રતિહાર : જી!

નંદ : આ મૂર્ખ શિરોમણીને રસ્તો બતાવ. સીધી રીતે ન માને તો જોરજુલમથી એને વિદાય કર.

ચાણક્ય : પ્રતિહાર! ત્યાં જ થંભી જા. હવે હું વિદાય જ લઉં છું, મહારાજ! પણ...

નંદ : પણ શું?

ચાણક્ય : જોવો છે બ્રાહ્મણનો પ્રભાવ? જોવો છે ચમત્કાર? જરૂર બતાવીશ. મારા અપમાનનો બદલો હું ન લઉં તો મારૂ નામ ચાણક્ય નહિ. આવ્યો હતો તો આશીર્વાદ આપવા પણ જાવ છું અંતરમાં અગ્નિ ભરીને. મારા વેરની વસુલાત લઇશ.

નંદ : જા! જા! ભિખારી! માગવી છે તો ભીખ ને કરવો છે રૂઆબ! **भिक्षां देही** કહી ભીખ માગનારાઓની મારા જેવા સમ્રાટ સામે થવાની ગુંજાશ શી? અગ્નિ સાથે તરણાનો વિરોધ કેવો?

ચાણક્ય : ઠીક, આજે તો જાઉં છું. પણ તારા વિનાશનો દિવસ આવે છે ને તે નજદીકમાં.

નંદ : ગયો ! ઘમંડી બ્રાહ્મણ ગયો. શાપ આપીને ગયો ! કોણ ગણકારે છે એના શાપને ? (અટ્ટહાસ્ય કરે છે.) એણે શું કહ્યું ? વિનાશ ? કોનો વિનાશ ? મારો વિનાશ ? અસંભવ ! સિંહની સામે થવાની શિયાળની શી તાકાત ?

પ્રવચક : આ ઘટનાને થોડો સમય વીતી જાય છે. ચંદ્રગુપ્ત પોતાના દીવાનખંડમાં વિચારમગ્ન દશામાં બેઠો છે ત્યાં એની માતા મુરાદેવી પ્રવેશે છે.

ચંદ્રગુપ્ત : પધારો માતા ! હું તમારી જ પ્રતીક્ષા કરી રહ્યો હતો.

મુરાદેવી : દીકરા ! હું તો હવે તારો વિજય જોવાને જ ઝંખી રહી છું.

ચંદ્રગુપ્ત : માતા ! તમારી આંખમાં અશ્રુ ! શા માટે રડો છો ? તમારા વદને કરુણા કેમ વંચાય છે ?

મુરાદેવી : હું બહુએ ઇચ્છું છું કે આંખો આંસુને બહાર ન નીકળવા દે પણ શું કરું ? મનનાં એ મોતી પાણી બની જઈ મારાથી રીસાઇને ચાલ્યાં જાય છે.

ચંદ્રગુપ્ત : માતા ! નંદે કરેલા તમારા અપમાનનો બદલો લઇશ ત્યારે જ ઝંપીને બેસીશ.

મુરાદેવી : ચંદ્ર ! એ નંદ પ્રપંચી છે—વિશ્વાસઘાતી છે. તું એને હજુ બરોબર નથી ઓળખતો. હું એના સ્વભાવને જાણું છું, કારણ કે મેં એને ઉછેર્યો છે, મોટો કર્યો છે—આત્માનાં અમૃત પાયાં છે—પણ વિષધર પાસેથી કેવા બદલાની આશા રખાય ?

ચંદ્રગુપ્ત : માતા ! મારો નિર્ણય અફર છે. એણે તમારો તિરસ્કાર કર્યો છે એ વેદના મારા હૈયાને કોરી ખાય છે. આપના આશીર્વાદથી, પૂર્વજોના પુણ્યથી, ઇશ્વરની દયાથી હું આપનાં અપમાનનો બદલો લઇશ. નંદવંશનું નિકંદન કાઢીશ.

મુરાદેવી : ચંદ્ર ! હું એ જ મંગળ દિવસની રાહ જોઉં છું. મને મારા પુત્રમાં પૂરેપૂરી શ્રદ્ધા છે. જાઉં છું.

ચંદ્રગુપ્ત : માતાજી ગયાં. પવિત્ર જગદંબા ! આપની ચરણરજ હું મસ્તકે ચઢાવું છું–નંદ...એણે મારી માતાનું અપમાન કર્યું ? માતાનું અપમાન ? એનો બદલો લેવો જ જોઇએ. અરે ! આ ચાખડીઓનો અવાજ ક્યાંથી ? તમે...તમે કોણ ?

ચાણક્ય : વત્સ ! મને ન ઓળખ્યો ? જાણવું છે મારું નામ ! નામ સાંભળીને ડરી તો નહિ જાય ને ?

ચંદ્રગુપ્ત : એમાં ડરવા જેવું છે શું ? આ ચંદ્રગુપ્તના શબ્દકોષમાં બીક જેવો કોઈ શબ્દ નથી. કહો, બ્રહ્મદેવ ! આપનું નામ કહો.

ચાણક્ય : શાબાશ નરવર ! દેશને આજે તારા જેવા શરવીરોની જ જરૂર છે. મારું નામ ચાણક્ય.

ચંદ્રગુપ્ત : કોણ પંડિતવર્ય ચાણક્ય મહારાજ !

ચાણક્ય : હા ! હું એ જ ચાણક્ય–હમણાં હમણાં મારું નામ સાંભળતાં કંઇકના પેટમાં ફાળ પડે છે.

ચંદ્રગુપ્ત : મેં આપની વિદ્વતાની વાતો સાંભળી છે. આપને માટે મને ઘણું જ માન છે. આપ આજ અહીં પધાર્યા એ મારા ધનભાગ્ય ! કહો શી આજ્ઞા છે ?

ચાણક્ય : મારી આજ્ઞા તું મસ્તકે ચઢાવીશ ? ચંદ્ર ?

ચંદ્રગુપ્ત : બ્રહ્મદેવની આજ્ઞા એટલે ઈશ્વરની આજ્ઞા. કહો આપની શી આજ્ઞા છે ? આપના આશીર્વાદથી હું સર્વ કંઈ કરવા શક્તિમાન થઈશ.

ચાણક્ય : આશીર્વાદનો દેનારો હું કોણ ? એક સામાન્ય બ્રાહ્મણના આશીર્વાદ શું કામ લાગશે નંદ ?

ચંદ્રગુપ્ત : આપ સામાન્ય બ્રાહ્મણ નથી પણ અસામાન્ય ભૂદેવ છો–પ્રખર પંડિતવર્ય છો–વિદ્વદ મંડળના શિરોમણી છો. આપ જે વાત મુખેથી કહેતા નથી તે વાત તમારી આંખો કહે છે. તમારા

વિશાળ ભાલમાં બ્રહ્મતેજ ઝગારા મારી રહ્યું છે. તમારૂં રોમ રોમ સંયમનો જાપ જપી રહ્યું છે. તમારી પાવડીઓમાં માનવ જાતના કલ્યાણનો અવાજ સંભળાઈ રહ્યો છે.

ચાણક્ય : ચંદ્રગુપ્ત! પ્રથમ પરિચયે જ વખાણ કરવા મંડી પડયો? મારા આદેશનું પાલન તારાથી થશે?

ચંદ્રગુપ્ત : હજુ આપને વિશ્વાસ નથી બેસતો? હું આપને ગુરૂપદે સ્થાપું છું. ગુરૂદેવ! આ ચંદ્રગુપ્ત આપનો પડયો બોલ ઝીલવા તૈયાર છે.

ચાણક્ય : આજ મને દેશનું ભાવિ ઉજ્જ્વળ લાગે છે. હું જોઈ શકું છું કે સૈકાઓથી નિર્માલ્ય બનેલા આ દેશને તું પુનઃ બળવાન બનાવી શકીશ. તારે હાથે દેશ આબાદ થશે. એની સમૃદ્ધિ અને શક્તિ વધી જશે. ચંદ્ર! તું મહાન થવા સર્જાયો છે અને તારી એ મહત્તામાં માનવજાતનો ઉદ્ધાર છે. તારે તારી માનવતાનું તેજ સમસ્ત દેશ ઉપર પાથરવાનું છે. અને એમ કરી અંધકાર રૂપી દેશની દુર્દશાને તારે દૂર કરવાની છે.

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ! જેવી આજ્ઞા!

ચાણક્ય : કલ્યાણ થાવ.

પ્રવચક : અને ત્યારબાદ થોડો સમય વીતી ગયો. ચાણક્યે ચંદ્રગુપ્તના હૈયામાં વીરતાનાં સિંચન કર્યા. એની નંદનિકંદનની ભાવનાને વેગ આપ્યો. ચાણક્યની આજ્ઞા એ ચંદ્રગુપ્ત માટે વેદવાક્ય થઈ પડી. એક દિવસ ચાણક્ય વિચારતંદ્રામાં બેઠો હતો ત્યાં મુરાદેવી એની પાસે આવી ચડી.

મુરાદેવી : ગુરૂજી!

ચાણક્ય : કોણ? મુરા! શા માટે આવવું પડયું?

મુરાદેવી : ગુરૂદેવ! આપ તો સર્વજ્ઞ છો. હૈયાની વાત આપે જરૂર વાંચી લીધી હશે.

ચાણક્ય : મુરા ! તું સ્ત્રી છે. સ્ત્રીનું હૃદય પદ્મની પાંખડી જેવું કોમળ હોય છે. હું તારી મનોભાવના જાણી ગયો છું પણ યુદ્ધ અનિવાર્ય છે.

મુરાદેવી : ગુરૂવર્ય ! નંદ ને ચંદ્ર બંને મારા પુત્રો. જાણે મારી ડાબી ને જમણી આંખો ! શા માટે યુદ્ધને નોતરવું જોઇએ ? ભાઇઓમાં સંગ્રામ ખેલાય એનું પરિણામ શું આવે ?

ચાણક્ય : મુરા ! ધાર્યું તો કેવળ સર્વેશ્વરનું જ થાય છે. માનવ પૂતળાંને તો એ નચાવે એમ જ નાચવાનું છે. સમય સમયનું કામ કરી રહ્યો છે. એના વેગને કોઈ રોકી શકે એમ નથી.

મુરાદેવી : બ્રહ્મદેવ ! ચંદ્ર હિંસાને માર્ગેથી પાછો વાળો.

ચાણક્ય : તમે જેને હિંસા માનો છો તેમાં જ સાચી અહિંસા સમાયેલી છે.

મુરાદેવી : ગુરૂવર્ય ! મને આપની આ વાત નથી સમજાતી.

ચાણક્ય : નથી સમજાતી ? દુષ્ટ માનવઓની હિસા દ્વારા લાખો નિર્દોષને દુ:ખમાંથી મુક્ત કરવાં તેનું જ નામ અહિંસા.

મુરાદેવી : સંગ્રામનો વિચાર માત્ર મારા કાળજામાં વેદના જગાવે છે.

ચાણક્ય : મુરા ! એ વેદનાને ભૂલી જા; શત્રુઓનો સંહાર એ જ ચાણક્ય નીતિનું સૂત્ર છે.

મુરાદેવી : બીજો કોઇ માર્ગ ?

ચાણક્ય : નિર્માણ થયેલો માર્ગ એ જ સાચો માર્ગ છે.

મુરાદેવી : ગુરૂજી !

ચાણક્ય : મુરા ! હૈયાને વજ્રનું બનાવ ! ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. અહીંથી જવાની મારી તને આજ્ઞા છે.

મુરાદેવી : જાવ છું ગુરૂદેવ !

ચાણક્ય : મુરા ગઈ. વિષધરે ડંખ દીધા તોય હજુ એ એના બચાવ માટે પ્રાર્થી રહી છે. સ્ત્રીનું હૃદય—વાત્સલ્યનો ઝરો—અને તેમાંય

માતૃત્વ. પણ હવે બીજો ઉપાય નથી. ઓરમાન પુત્ર માટે પણ એના હૈયામાં વાત્સલ્ય ભાવ જાગે છે પણ થયેલો નિર્ણય કદી જ નહિ ફરે. નંદનો નાશ નિર્માણ થઈ ચૂક્યો છે. એના મૃત્યુલેખ લખાઈ ચૂક્યા છે. એમાં જ ચંદ્રગુપ્તનો ઉત્કર્ષ છે. મારા વેરની તૃપ્તિ છે.

પ્રવચક : એક દિવસ ચાણક્ય પોતાના નિવાસસ્થાનના ઝરૂખામાં વિચારમગ્ન અવસ્થામાં કોઇની પ્રતીક્ષા કરતો ઊભો છે ત્યાં એક રાજદૂત આવીને જણાવે છે કે રણક્ષેત્રમાંથી ચંદ્રગુપ્ત નાસી છૂટયો.

ચાણક્ય : આ હું શું સાંભળું છું? મારો શિષ્ય ! અને તેનું આ કૃત્ય ! નિર્માલ્ય ચંદ્ર ! તને આ શું સૂઝયું ? તને સમરભૂમિમાં વીરને મોતે મરતાં પણ ન આવડયું ? વીરતાની મૂર્તિ સમા ચંદ્ર ! તેં કાયરતાના વાઘા શેં સજ્યા ? શું થયું ? અસંભવિત વાત કેમ બની ! મારો શિષ્ય કાયર શેં થયો ? ઓહ...કોણ ?...મુરા ! ...તું આવી ?

મુરાદેવી : હા ગુરૂદેવ !

ચાણક્ય : ચંદ્રગુપ્ત કયાં છે ?

મુરાદેવી : રણસંગ્રામની રંગભૂમિ પર.

ચાણક્ય : રણસંગ્રામમાં ? અરે ! જો તો ખરી મુરા ! સામેથી કોણ આવે છે ? સંભારતાં જ તારો ચંદ્ર યશકલગી વરીને જાણે અહીં આવતો હોય એમ લાગે છે.

મુરાદેવી : ચંદ્ર ! બેટા ! આવ્યો ? જીતીને આવ્યો ?

ચંદ્રગુપ્ત : માતા ! મેં સમરભૂમિનો ત્યાગ કર્યો છે. મારાથી નહિ લડાય.

ચાણક્ય : જોયું ને મુરા ! તારો પરાક્રમી મનાતો પુત્ર કેવી નિર્માલ્ય વાતો કરે છે ! **हतो वा प्राप्स्यसि स्वर्गम जित्वा वा भोक्ष्यसे महीम** ! એ શું ક્ષત્રિયને શીખવવું પડે એમ છે ? ક્ષત્રિય ધર્મ કયો ? ચંદ્ર ! તું માર્ગ ભૂલ્યો છે–ધર્મ ભૂલ્યો છે–કર્મ ભૂલ્યો છે. તારૂં વીરત્વ લાજે છે. તને આ નથી શોભતું.

મુરાદેવી : ચંદ્ર ! ગુરૂદેવ સાચું જ કહે છે. તારે માટે યુદ્ધ એ જ સાચો માર્ગ છે. જીતીને જય મેળવ કાં તો મરીને સ્વર્ગની પ્રાપ્તિ કર. તારી પીછેહઠથી આજ મારૂં હૈયું વેદના અનુભવે છે.

ચંદ્રગુપ્ત : મા ! મા ! ઓ મા ! ભાઇ-ભાઇનો સંહાર ? મારાથી કેમ બને ?

ચાણક્ય : ચંદ્ર ! અર્જુનને કુરક્ષેત્રનાં રણમેદાનમાં આવો જ નિર્બળ વિચાર ઉદ્‌ભવ્યો હતો. શ્રી કૃષ્ણચંદ્રે એને ગીતા દ્વારા એનો ધર્મ સમજાવ્યો હતો. આથી અર્જુનનું હૃદયદૌર્બલ્ય વિસર્જન થયું ને પાંડવો કુરૂક્ષેત્રનાં રણમેદાનમાં વિજયને વરવા ભાગ્યશાળી થયા.

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ ! નંદ ગમે તેવો તો ય મારો ભાઈ છે. ભાઈ ભાઇનો સંહાર કરશે ત્યારે પૃથ્વીના પટ ઉપર બાકી શું રહેશે ? મારા પિતાનો આત્મા જાણે આજ દુઃખ અનુભવી રહ્યો હોય એમ લાગે છે.

ચાણક્ય : આવી ગાંડી વાતો ન કર, નરકેસરી !

ચંદ્રગુપ્ત : ગુરૂવર્ય ! મને એક સ્વપ્નું આવ્યું હતું.

ચાણક્ય : સ્વપ્નું ? ચંદ્ર ! તને આ શું થઈ ગયું છે ?

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ ! પિતાજી જાણે રાત્રે આવીને ઉભા હતા.

ચાણક્ય : કેવી વાત કરે છે ?

મુરાદેવી : એમણે તને કંઇ કહ્યું ?

ચંદ્રગુપ્ત : માતા ! એમણે મને પૂછ્યું કે તારે તારા ભાઇનો-નંદનો સંહાર કરી મગધસમ્રાટ બનવું છે ?

મુરાદેવી : એમણે એવું કહ્યું ? ને પછી ?...

ચંદ્રગુપ્ત : ને મારી આંખ ખૂલી ગઇ.

ચાણક્ય : આ તો બધી કાયર મનની ભ્રમણા છે. મારો શિષ્ય આવી કાયર વાતો ન કરે. જા યુદ્ધ કર. સંગ્રામ એ જ તારો ધર્મ છે, જીવનનો મર્મ છે.

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ ! ભાઇનો સંહાર હું નહિ કરૂં-એ ધર્મ નથી.

સુરાદેવી : ચંદ્ર ! ગુરુદેવનું માર્ગદર્શન એ જ સાચું માર્ગદર્શન.

ચાણક્ય : ચંદ્રગુપ્ત ! તારી માતાની વાત પણ તારે ગળે નથી ઉતરતી ? જરા મારી આંખો સામે જો.

સુરાદેવી : ચંદ્ર ! બેટા !

ચંદ્રગુપ્ત : માતા ! તમે જ નંદનું લાલન પાલન કરીને એની માતાના મૃત્યુ બાદ પુત્ર તરીકે એને ઉછેર્યો છે.

સુરાદેવી : અને એનો બદલો એણે કેવી રીતે વાળ્યો તે તું ક્યાં નથી જાણતો ?

ચંદ્રગુપ્ત : કોઇ કઠોર થાય; માતા ! માતાથી કેમ પોતાનો માતૃ-ધર્મ ભૂલાય ?

ચાણક્ય : મારો શિષ્ય આજ વીરત્વહીન બોલ શે બોલતો હશે ? મને નથી સમજાતું કે તારી વીરતા ક્યાં અલોપ થઈ ગઇ ? ચંદ્ર ! પૂછું એક પ્રશ્ન ?

ચંદ્રગુપ્ત : ગુરુદેવ ! એક શું ? અનેક પ્રશ્ન પૂછો !

ચાણક્ય : માતાની મહત્તા સમજે છે ?

ચંદ્રગુપ્ત : માતૃદેવો ભવની ભાવના સદા યે ભણતો જ આવ્યો છું.

ચાણક્ય : તો પછી તારી માતાનું અપમાન તને નથી સાલતું ? એનો બદલો લેવાની ઇચ્છા તારા હૈયામાં નથી જાગતી ?

ચંદ્રગુપ્ત : ગુરુદેવ !...માતા !...

ચાણક્ય : નિર્બળતાની વાદળીથી ચંદ્ર ઢંકાઈ ગયો છે સુરા ! પત્થર ઉપર ગમે તેટલું પાણી ઢોળો પણ એની અસર થવાની નથી. તારા પુત્રનું પણ એમ જ છે- મારા સદ્બોધનાં જળની અસર તો નથી થઇ. હવે તો રહ્યું તારે રોવાનું. એ રુદનનાં નીર એનાં હૈયાને ભીંજવે તો કોણ જાણે !

સુરાદેવી : ગુરુદેવ ! મારું હૈયું રડી રહ્યું છે. મનનાં મોંઘાં મોતી પાણી બનીને નયનો વાટે વહી રહ્યાં છે.

ચંદ્રગુપ્ત : માતા ! તારાં લોચનમાં આંસુ ?

મુરાદેવી : હવે મારે માટે એ જ આશ્વાસન રૂપ છે.

ચાણક્ય : નિર્માલ્ય પુત્રની માતા આંસુ નહિ સારે તો પછી શું કરશે ?

ચંદ્રગુપ્ત : મા !

મુરાદેવી : હવે તેં મા કહેવાનો તારો અધિકાર ગુમાવ્યો છે. મને કદી પણ મા તરીકે ન સંબોધીશ. માતાની સગાઈ કરતાં તને ભાઈ વધુ વ્હાલો લાગે છે કારણ હું શુદ્રાણી ને તેથી જ નંદે મને કહેવામાં બાકી રાખ્યું નથી.

ચાણક્ય : ચંદ્રગુપ્ત ! દિલની નિર્બળતાને શમાવી દે. તું વીર છે, વીર માતાનો પુત્ર છે. વીર પિતાનો વારસ છે. ચાણક્ય જેવા સમર્થનો તું શિષ્ય છે.

મુરાદેવી : ચંદ્ર ! ચાલ્યો જા ! ફરી મને તારૂં મોં ન બતાવીશ.

ચંદ્રગુપ્ત : માતા ! હું એટલો બધો નિષ્ઠુર નહિ બની શકું. તમારી આજ્ઞા એ જ મારો ધર્મ. મારી માતા મારાથી રિસાય તો પછી જગતમાં મારૂં જીવ્યું શા કામનું ? રણાંગણમાં પુનઃ સંચરૂં છું મૈયા ! ને વિજય વરીને જ આવીશ. એ જ મારો અંતિમ નિર્ણય છે.

મુરાદેવી : મારા આશીર્વાદ છે. ઇશ્વર તારૂં કલ્યાણ કરો.

ચંદ્રગુપ્ત : જાવ છું ગુરૂદેવ !

ચાણક્ય : સંગ્રામમાં જતો હોય તો વીર અર્જુન બનીને જજે ને જીતીને આવજે. મારા આશીર્વાદ છે. જા, વિજય તારી રાહ જુએ છે.

પ્રવચક : ચંદ્રગુપ્તને યુદ્ધમાં વિજય મળે છે. નંદ રાજા કેદ પકડાય છે. પોતાના ભૂતકાળના દિવસોની સ્મૃતિમાં નંદ તો ખિન્ન અવસ્થામાં કેદખાનામાં બેઠો છે ત્યાં ચાણક્ય આવી ચઢે છે.

ચાણક્ય : નંદ ! શો વિચાર કરે છે ? નર્તકીઓનાં નૃત્ય યાદ આવતાં હશે નહિ યાર ? સ્વપ્નામાંએ રૂપરંભાઓનાં રૂપ તને વિહ્વળ કરી મૂકે છે કે શું ? શું વિમાસે છે ? સામું જો. ઉઘાડ તારી આંખો ! ઓળખાય છે કે હું કોણ છું ? ઉત્તર આપ ! યાદ કર તે

દિવસ. જે બ્રાહ્મણની તેં અવગણના કરી હતી તે જ બ્રાહ્મણનું વર્ચસ્વ તેં જોયું ?

નંદ : શું મને મહેણાંનો માર મારવો હજુ બાકી છે ?

ચાણક્ય : વિલાસી આત્મા ! એટલેથી પતે એમ નથી. આ તલવાર તારા લોહીની તરસી બની છે.

નંદ : તલવાર ! મારૂં રૂધિર રેડાશે ? આહ !...ઓ વિધાતા...

ચાણક્ય : હવે વિધાતાને સંભારે કંઇ જ વળવાનું નથી. તારો ભાગ્યવિધાતા તારી સામે જ ઉભો છે.

નંદ : નિર્દોષનું લોહી રેડવાથી તારૂં શ્રેય નહિ થાય.

ચાણક્ય : શાપ આપવાની સત્તા–તાકાત તો બ્રાહ્મણોની છે–નહિ કે ક્ષત્રિયોની ! ને મેં તો જે કહ્યું હતું તે કરી બતાવ્યું. ગુમાન ! શેં ગુમાન ? શું ગુમાન ? ગુમાન કોઇનું રહ્યું નથી ને રૂહેવાનું નથી. ચડતીના દિવસોમાં–સત્તાના મદમાં–ઐશ્વર્યની ટોચે બેસી જેઓ બીજાનો તિરસ્કાર કરે છે તેઓ સદા નીચે જ પટકાય છે ને તારા જેવી દુર્દશાને પામે છે. કોણ ? રાજદૂત !

રાજદૂત : હા ગુરૂદેવ ! મહારાજે આ સંદેશ મોકલ્યો છે.

ચાણક્ય : જોઉં ? શું લખે છે ચંદ્રગુપ્ત ? નંદની મુકિત ! અસંભવિત ! એ કદાપિ નહિ બને. મારો નિર્ધાર નહિ ફરે. એનું મૃત્યુ નિર્માણ થઈ ચૂક્યું છે.

નંદ : મૃત્યુ ?

ચાણક્ય : હા મૃત્યુ ! કંપે છે કેમ ? તેં કંઈક હસતાંઓને રડાવ્યાં છે ને એમનાં રૂદન પર તેં અટ્ટહાસ્ય કર્યાં છે. આજ તારે રોવાનો વખત છે. ને રોતાં રોતાં મોતના મહેમાન બનવાનું છે. યાદ રાખજે તારી પાછળ કોઈ નહિ રડે.

પ્રવચક : અને ચાણક્યની આજ્ઞા અનુસાર નંદનો વધ થાય છે. ત્યારબાદ ચંદ્રગુપ્ત દક્ષિણમાં વિજય મેળવવા જાય છે અને વિજય મેળવીને પાછો ફરે છે.

ચંદ્રગુપ્ત : સમ્રાટ જ્યારે વિજય મેળવીને પાછો આવે ત્યારે તો એના સ્વાગતની ભવ્ય તૈયારીઓ હોય અને અહીં તો કંઈ જ જણાતું નથી. ચાણક્યને મેં ગુરૂપદે સ્થાપ્યા. એમની આજ્ઞાને અનુસરતો ગયો પણ મેં મારૂં વર્ચસ્વ ગુમાવ્યું. મને જાણ થઈ કે એમણે જ મારા સ્વાગત માટે ના પાડી. ખરી સત્તા કોની ? મારી કે ચાણક્યની ? આ વેદના શી રીતે સહેવાય ? અનુચર ! જા ગુરૂદેવને બોલાવી લાવ. કોણ માતાજી ! પધારો.

મુરાદેવી : ભાઇ ! તારો વિજય જોઈ હું આનંદુ છું.

ચંદ્રગુપ્ત : માતા ! ગુરૂદેવની મહત્વાકાંક્ષા વધતી જાય છે. સત્તાની લગામ તેમના હાથમાં છે. હું જાણે એક પૂતળું–એમને ઈશારે નાચનારૂં ન હોઉં ? હવે આ બધું કેમ સહેવાય ?

મુરાદેવી : શાંત થા, ચંદ્ર ! ગુરૂદેવ જે કંઈ કરે છે તે તારા શુભને માટે જ કરે છે. એમનો પ્રભાવ અદ્ભુત છે. એમને પ્રતાપે જ તું મગધસમ્રાટ બની શક્યો. આવા મહાપુરૂષોને તો સાદા વંદન જ હોય ! એમની આજ્ઞા માથે ચડાવવાની હોય ! એમને પગલે અનુસરવાનું હોય. એ જ સાચો કલ્યાણમાર્ગ છે, વત્સ !

ચંદ્રગુપ્ત : માતા ! તમે આ શું કહી રહ્યાં છો ? તમને પણ પુત્રની મહત્તા નથી ગમતી ? તમે પણ એમના પ્રભાવમાં અંજાઈ ગયાં છો ?

મુરાદેવી : બેટા ! એથી તારી મહત્તા ક્યાં ઓછી થઇ છે એ જ મને નથી સમજાતું. તારા હૈયામાં એ જ મહાપુરૂષે પૌરુષ સિંચ્યું છે–તને દેશનો સમ્રાટ બનાવ્યો છે. આથી વધુ તારે શું જોઇએ ?

ચંદ્રગુપ્ત : પિંજરમાં પૂરાયલા પંખીને પૂછો કે તારે શું જોઇએ ? અને એનો એ જવાબ આપશે—સ્વાધીનતા ! મારો પણ એજ જવાબ છે.

મુરાદેવી : તારી સ્વાધીનતા તારી પાસે છે. એ છીનવી લેવાની કોઇની તાકાત પણ નથી...જો ભગવાન ચાણક્ય પોતે પધારે છે. પધારો ગુરુદેવ !

ચાણક્ય : મને કેમ યાદ કર્યો ? ચંદ્ર !

ચંદ્રગુપ્ત : મને જાણ થઈ છે કે તમે મારા વિજયોત્સવ માટે મના કરી હતી ?

ચાણક્ય : હા !

ચંદ્રગુપ્ત : શા માટે !

ચાણક્ય : તારા શુભને માટે !

ચંદ્રગુપ્ત : ગુરુદેવ ! કારણ કહેશો ?

ચાણક્ય : પ્રસંગ આવશે ત્યારે જણાવીશ.

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ ! મને લાગે છે કે મારૂં વર્ચસ્વ તો હવે નામનું જ છે. ખરી સત્તા તો આપ ભોગવો છો.

ચાણક્ય : આ કોણ ચંદ્રગુપ્ત બોલે છે? સત્તા સત્તા શું કરે છે? ચંદ્રગુપ્ત ! લે આજથી એ સત્તાનો ત્યાગ કરૂં છું.

મુરાદેવી : ગુરૂદેવ ! આ શું કરો છો ?

ચાણક્ય : મુરા ! ચંદ્રગુપ્તની ઇચ્છા મુજબ હું આજથી મારી સત્તા છોડું છું.

ચંદ્રગુપ્ત : જેવી આપની ઇચ્છા.

ચાણક્ય : તારે કારણ જ જાણવું હતું ને? હમણાં નહોતું કહેવું પણ હવે કહી દઉં છું કે નંદના માણસોએ કરેલાં કાવત્રાનો તું ભોગ ન થઈ પડે એ કારણે જ મેં મહોત્સવ બંધ રાખાવ્યો હતો. શંકાશીલ માનસને સારૂં નરસું કદી જ સમજાતું નથી. જાવ છું...

મુરાદેવી : ગુરૂદેવ ! થંભી જાવ.

ચાણક્ય : અશકય છે.

મુરાદેવી : હું પાલવ પાથરૂં છું–ક્ષમા કરો ગુરૂદેવ !

ચાણક્ય : મારો નિર્ણય અંતિમ છે–અફર છે. હવે હું નહિ થોભું.

મુરાદેવી : ગયા ગુરૂદેવ–ગયા ! ચંદ ! તને આ શું સુઝ્યું ?

ચંદ્રગુપ્ત : સારૂં થયું. આજથી હું મુક્ત બન્યો. હવે નિર્બંધ રીતે હું મારી સત્તાનો અમલ કરીશ.

પ્રવચક : ત્યાર બાદ થોડો સમય વ્યતીત થઈ જાય છે. મુરાદેવી

હમેશા ચિંતન મગ્ન રહ્યા કરે છે. આજે પણ એ વિચારગ્રસ્ત બેઠી હતી ત્યાં એકાએક ચાણક્ય આવી ચઢે છે.

ચાણક્ય : મુરા ! શા વિચારમાં ?

મુરાદેવી : ગુરૂદેવ ! હું આપનો જ વિચાર કરતી હતી. ચંદ્રગુપ્તની ઉદ્ધતાઇ મને સાલે છે.

ચાણક્ય : મુરા ! એનો વિચાર ન કર. ચાણક્યને જે સર્જન કરવું હતું તે થઇ ગયું. એને હવે માનની પરવા નથી. એણે કદી દ્રવ્યની લાલસા કરી નથી ને કરવી નથી. હવે એના અંતરમાં સત્તાની અભિલાષા નથી. અરે ! જગતનો ને જીવનનો પણ એને મોહ નથી.. પણ...

મુરાદેવી : શું ? ગુરૂદેવ !

ચાણક્ય : હું તને એક અગત્યના સમાચાર કહેવા આવ્યો છું.

મુરાદેવી : એવા તે અગત્યના શા સમાચાર છે ?

ચાણક્ય : છે માટે તો આવવું પડ્યું. કહું ?...

મુરાદેવી : કહો ગુરૂદેવ ! એ સાંભળવા હું આતુર છું.

ચાણક્ય : મુરા !

મુરાદેવી : ગુરૂદેવ !

ચાણક્ય : મેં સેલ્યુકસ સાથે સંધિ કરી છે.

મુરાદેવી : સંધિ ?

ચાણક્ય : હા !

મુરાદેવી : શું કહો છો ? ગુરૂદેવ !

ચાણક્ય : સાચું જ કહું છું. મને લાગ્યું કે સંધિ વિના બીજો માર્ગ નથી. ને મેં તેમ કર્યું છે–ચન્દ્રગુપ્તનું શ્રેય સમજીને.

મુરાદેવી : ગુરૂવર્ય શિષ્યનું શ્રેય નહિ કરે તો પછી બીજું કોણ કરશે ? ભગવાન ! સંધિની શરતો કહેશો ?

ચાણક્ય : ચંદ્રગુપ્ત સેલ્યુકસને પાંચસો હાથી ભેટ આપે.

મુરાદેવી : બસ એટલું જ ?

ચાણક્ય : મુરા ! અધીરી ન બન–પૂરી વાત સાંભળ.

મુરાદેવી : કહો ગુરુદેવ !

ચાણક્ય : ને સેલ્યુકસ ચંદ્રગુપ્તને હિન્દુકુશ પાસેનો જીતાયલો પ્રદેશ સોંપે.

મુરાદેવી : વિશેષ કંઇ ?

ચાણક્ય : વિશેષ ? મુરા ! હું એ જ કહી રહ્યો છું. સેલ્યુકસની કન્યા હેલન સાથે ચંદ્રગુપ્ત લગ્ન કરે.

મુરાદેવી : હું આ શું સાંભળું છું ? એક યવન કન્યા સાથે લગ્ન ?

ચાણક્ય : હા, મુરા ! યવન કન્યા સાથે જ એનાં લગ્ન થશે.

મુરાદેવી : પણ ગુરુદેવ ! મારી પુત્રવધુ તો મેં શોધી કાઢી છે.

ચાણક્ય : મુરા ! હેલન જ તારી પુત્રવધુ હશે. વિધાતાનો એમાં ગૂઢ સંકેત છે. પણ એ સંકેત જાણવાની તારી તાકાત નથી. મુરા ! મારો આદેશ ન ઉથાપીશ. હું વિદાય લઉં છું.

મુરાદેવી : પ્રણામ ગુરુદેવ !

પ્રવચન : રાજમહાલયના એક વિશાળ ખંડમાં ચંદ્રગુપ્ત અને મુરાદેવી વાતો કરે છે ત્યાં ચાણક્ય આવી ચઢે છે.

ચંદ્રગુપ્ત : પધારો, ગુરુદેવ !

ચાણક્ય : કલ્યાણ હો, ચંદ્ર !

મુરાદેવી : ગુરુવર્ય ! પાછી સત્તાની લગામ આપના હાથમાં લ્યો એવી મારી આપને નમ્ર વિનંતી છે.

ચાણક્ય : મુરા ! હું સત્તાની લગામ પાછી મારા હાથમાં લેવા અહીં નથી આવ્યો પણ હવે હું કાયમની વિદાય લેવા આવ્યો છું.

ચંદ્રગુપ્ત : ગુરુદેવ ! ક્ષમા માગું છું. આપનાં માર્ગદર્શનની તો ડગલે ને પગલે જરૂર છે. આજે હું આ શું સાંભળું છું ?

ચાણક્ય : તું જે સાંભળી રહ્યો છે તે સત્ય છે.

મુરાદેવી : મારા હૈયા પર તો વજ્રઘાત થયો ગુરુદેવ !

ચાણક્ય : મુરા ! ચંદ્ર ! તમે મુંઝાશો મા ! ચાણક્યનું : ‘ પૂર્ણ થયું.. એને હવે અહીં રહે-પાલવે એમ નથી.

ચંદ્રગુપ્ત : ગુરૂદેવ ! આપનો વિયોગ અમારાથી કેમ વેઠાશે ?

ચાણક્ય : એ તો સદાકાળથી ચાલતું જ આવ્યું છે. જનારાને કોઇ રોકી શકતું નથી. ને દિવસો જતાં એની સ્મૃતિ વિસારે પડતી જાય છે.

મુરાદેવી : આપની સ્મૃતિઓ શેં વીસરાય ? ગુરૂદેવ !

ચંદ્રગુપ્ત : આપ અહીં રહો એવી મારી નમ્ર વિનંતી છે.

ચાણક્ય : ચંદ્ર ! હવે આગ્રહ ન હોય ! તારૂં ઘડતર જે રીતે કરવું હતું તે કરી લીધું–હવે તું તારૂં તંત્ર સંભાળી શકે એવો છે.

ચંદ્રગુપ્ત : કંઇ આદેશ ?

ચાણક્ય : દેશને આબાદ કરજે. પ્રજાની આબાદીમાં જ રાજાની આબાદી છે. જનસેવા એ જ પ્રભુસેવા છે એ સૂત્ર તું કદી યે ન વીસરીશ. ઇતિહાસમાં તું અમર રહેવા સર્જાયો છે.

મુરાદેવી : ગુરૂદેવ !

ચંદ્રગુપ્ત : ભગવાન ! મગધના નવનિર્માતા ! આપ અહીંથી ન જશો.

ચાણક્ય : મારૂં દિલ ઉઠયું છે. હવે મને કોઈ જ નહિ રોકી શકે. રોકવાની જરૂર પણ નથી લાગતી. મારે મારૂં શેષ જીવન હવે સાચા બ્રાહ્મણ તરીકે જ ગાળવું છે. તમારૂં સૌનું કલ્યાણ થાવ. જાવ છું.

મુરાદેવી : મારી છેલ્લી વંદના સ્વીકારો ગુરૂદેવ !

ચંદ્રગુપ્ત : ભગવાન ! ચાણક્યનો જય !

મુરાદેવી : ગયા ! ગુરૂદેવ ગયા ! પે...લા જાય ! જેને પગલે પગલે પ્રભુતા ભરી છે–જેની વાણીમાં અમૃત છે–જેણે મારા પુત્રને મગધ-સમ્રાટ બનાવ્યો–એ ગુરૂદેવ ગયા ! છેલ્લાં દર્શન દઇને ગયા ! હૈયામાં વેદના જગાવીને ગયા ! એમની ખોટ ન પૂરાય એવી છે. એમનું સ્થાન સદા ખાલી જ રહેવાનું છે.

ચંદ્રગુપ્ત : મા ! આ મગધરાજની પાંખો કપાઈ ગઈ.

મુરાદેવી : ચંદ્ર ! મગધરાજ પર ગુરૂદેવના સદા આશીર્વાદ ઉતરતા જ રહેશે.

---

માનવતાનો દીપ



અર્પણ

ઇ. સ. ૧૯૩૬માં મમતાથી મારા ગીતસંગ્રહ 'ફૂલવેણી'નો
પ્રવેશક લખી આપનાર

**સૌજન્યમૂર્તિ સૌ. શારદાબ્હેન સુમંત મહેતાને**

## પાત્રો :

દીનબંધુ : એક કવિ

માયા : એની પત્ની

વિજયસેન : એક રાજવી

સુંદરજી : એક લુહાર

દીનબંધુ :

या देवी सर्वभूतेषु बुद्धिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

ભગવતી ! મૈયા સરસ્વતી ! તારી મારા ઉપર કેટલી કૃપા છે ! તું જ મારું જીવનસર્વસ્વ છે. અવનવાં કાવ્યો રચવા તું જ મને પ્રેરણા આપે છે ! એ કવિતાઓ ઘરઘરનું ઘરેણું બને જાય છે. લોકો એને અંતરના ઉમળકાથી વધાવે છે. હું દીનબંધુ—મારી જાતને બડભાગી માનું છું.

માયા : (કટાક્ષમાં) કેમ ન માનો ? બડભાગી તો ખરા જ ને ? ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે છે, બાળકો ભૂખના દુઃખે હેરાન થાય છે; છતાં તમે તમારી જાતને બડભાગી માનો છો કેમ ?

દીનબંધુ : માયા ! દેવી ! સરસ્વતીની કૃપા વરસે એમાં જ કવિઓ સદા આનંદ માને છે.

માયા : પણ કવિતા લખે કંઈ પેટનો ખાડો ઓછો જ પૂરાય છે ?

દીનબંધુ : માયા ! ઇશ્વરમાં શ્રદ્ધા રાખ. જેણે દાંત આપ્યા છે તે જરૂર ચવાણું આપશે.

માયા : શ્રદ્ધા રાખી રાખીને તો હવે ધરાઈ ગઈ. ક્યાં સુધી ધીરજ ધરવી ?

દીનબંધુ : દેવી ! આ તો આપણી કસોટી છે.

માયા : કસોટી ?

દીનબંધુ : હા, હું તો એને કસોટી જ માનું છું.

માયા : કેમ ન માનો ? કવિને ધૂની કે દીવાના કહ્યા છે તે અમસ્થા નહિં કહ્યા હોય !

દીનબંધુ : માયા ! પ્રજા મારી કવિતાને ખૂબ આવકારે છે તે તો તું જાણે છે ને ?

માયા : તેનું છે શું ? તેમાં તમારાં છોકરાંએ શી બાજરી ખાધી ?

દીનબંધુ : મને લાગે છે કે સરસ્વતી અને લક્ષ્મી એક જગાએ નથી રહી શકતાં.

માયા : તો યે આંખ નથી ઊઘડતી ? પૈસા મેળવવા પ્રયત્ન કર્યા ?

દીનબંધુ : પ્રયત્નો તો ખૂબ કર્યા. જ્યાં જ્યાં ગયો–લક્ષ્મીનંદનો પાસે—ત્યાં ત્યાંથી હું પાછો ફર્યો છું—ખાલી હાથે.

માયા : એટલે તો કહું છું કે હવે કવિતા કરવી મૂકી દો.

દીનબંધુ : માયા ! એવું ન બોલ ! કવિતા રચવી તો કેમ બંધ થાય ? એ તો મારા જીવન સાથે જડાઈ ગઈ છે.

માયા : અને હું ?

દીનબંધુ : માયા ! તું પણ ખરી !

માયા : એક મ્યાનમાં બે તલવાર ન રહી શકે.

દીનબંધુ : અને છતાં રહે છે એ પણ એક કોયડો જ છે !

માયા : પાસેનું નગર છોડી ઓછે ખર્ચે જીવન નિભાવવા આ ગામડામાં આવ્યા, પણ તમને અહીંએ ક્યાંથી ફાવે ? ક્યાં સુધી બેસી રહેવાનું પાલવશે ? મારી પાસે યે રહ્યું સહ્યું જે હતું તે ય ગુમાવ્યું.

દીનબંધુ : ચિંતા ન કર, માયા !

માયા : આ ચિંતામાં ને ચિંતામાં જોતા નથી હું અડધી થઈ ગઈ ?

દીનબંધુ : તેથી જ તો ચિંતા ન કરવા કહું છું.

માયા : ચિંતા કેમ ન થાય ? આ બંને બાળકો રોહિત અને રેખા આવ્યાં. એમનાં દયામણાં મોં જોઇને પણ તમને કંઈ થતું નથી ?

રોહિત : મા ! ભૂખ લાગી છે. ખાવા આપ.

રેખા : ( ડૂસકું લઇ ) મા ! મેં પણ ગઈ કાલનું ખાધું નથી.

માયા : રોશો મા ! મારાં બાલુડાં હું હમણાં જ ખેતરમાંથી તમારે માટે મકાઈ લઈ આવું છું. જાવ, થોડી વાર આંગણામાં રમો.

દીનબંધુ : ગુલાબનાં ફૂલ જેવાં આ બે બાળકો—

માયા : આજે કરમાઈ રહ્યાં છે ! ને છતાં તમારી આંખ નથી ઊઘડતી ને ?

દીનબંધુ : આંખ તો ઉઘાડી જ છે. માત્ર આપણા બેમાં ફેર એટલો કે તું વાણીથી વ્યક્ત કરે છે—હું મનની એ મુંઝવણ મનમાં સમાવું છું.

માયા : જગતમાં કોઈ જ તમારી કવિતાનાં મૂલ્ય નથી આંકતું ?

દીનબંધુ : સમયને સમયનું કામ કરવા દે, માયા ! કોઈની સાધના નકામી જતી નથી. સાધના વિના સિદ્ધિ ક્યાંથી હોય ?

માયા : ક્યાં સુધી કલ્પનાના આકાશમાં ઉડ્યા કરશો ? એક રસ્તો બતાવું ?

દીનબંધુ : કયો રસ્તો ?

માયા : સુદામાજીને કૃષ્ણચંદ્રે કેવા ન્યાલ કર્યા હતા એ પ્રસંગ તો યાદ છે ને ? દરિદ્રી સુદામાનું દારિદ્ર્ય કૃષ્ણની કૃપાથી કેવું અદ્રશ્ય થઇ ગયું હતું ?

દીનબંધુ : તેનું શું છે ?

માયા : તમારે પણ રાજકુમાર વિજયસેન સરખા મિત્ર છે. તમારી કવિતા ઉપર એ મુગ્ધ છે. આવતી કાલે સવારે એમનો રાજ્યાભિષેક થવાનો છે. એમની પાસે કેમ જતા નથી ? એકાદ કાવ્ય રચીને ઉપડી જાવ. ન્યાલ કરી દેશે.

દીનબંધુ : દેવી ! તું બાળકોનાં મનનું સમાધાન કર. હું તારી સૂચનાને અનુસરું છું.

માયા ગઈ ! શું કરુ ? વિજયસેન પાસે જાઉં ? એની પ્રશસ્તિ રચું ? ના ! ના ! પ્રશસ્તિ તો મારાથી નહિ રચાય.

ભગવતી શારદા ! તું લખાવે તે લખું. આવ્યો વિચાર ! આવી પ્રતિભા !

**અંધાર ભરેલા જગમાં શોધું,**
**માનવતાનો દીપ;**
**ભટકી ચરણો થાકયાં તો યે,**
**દીઠો ન દીપ સમીપ.**

ચાલ, જીવ ! જવા દે. છ ગાઉનો પ્રવાસ કરવાનો છે.. નગરમાં પહોંચતાં સાંજ થઇ જશે.

પ્રવચક : વૈશાખની સોહાગભરી સંધ્યા નમી રહી છે. યુવરાજ વિજયસેન પોતાના મિત્રો સાથે મહેફિલમાં બેઠો છે. રંગરાગ ચાલી રહ્યા છે. વાતાવરણમાં આનંદ ઉભરાઈ રહ્યો છે.

દરવાન : અન્નદાતા ! કવિરાજ દીનબંધુ નામના એક ગૃહસ્થ પધાર્યા છે.

વિજયસેન : દીનબંધુ ! અહીં ?...જા એમને માન સહિત તેડી લાવ. મિત્રો ! દીનબંધુની કવિતા અમરતાને વરવા સર્જાઈ છે. શા એના ભાવ ? શી એની રસિકતા ! શું શબ્દોનું માધુર્ય ! હું તો ખરેખર એની કવિતા ઉપર મુગ્ધ છું.

પધારો કવિરાજ ! આજને અવસરે કોઈ સુંદર કાવ્યની વાનગી ચખાડવી પડશે.

એક જણ : એટલા જ માટે તો પધરામણી થઈ છે !

બીજો : ગાશે વિજયપ્રશસ્તિ ! બીજું શું ?

ત્રીજો : (કટાક્ષમાં) રાજાઓનાં યશોગાન ગાવાં એ તો કવિઓનો ધર્મ કહેવાય. કેમ ખરું ને ?

વિજયસેન : મિત્રો ! શાંત થાવ. કહો તો કવિરાજ !. શું સંભળાવો છો ?

દીનબંધુ : તમારે સાંભળવું છે ? તો સાંભળો :

**અંધાર ભરેલા જગમાં શોધું, માનવતાનો દીપ;**
**ભટકી ચરણો થાકયાં તો યે, દીઠો ન દીપ સમીપ;**
**શોધું માનવતાનો દીપ.**

**નગરી શોધી, શેરીઓ શોધી, શોધિયાં સઘળાં હાટ;**
**કયાંય પડયો ના નજરે મારી, મનમાં થાય ઉચાટ;**
**વસમી લાગતી વાટ.**

ઝૂંપડી જોઇ, જંગલ જોયાં, જોયા મહેલ મિનાર;
નેણની તૃષા ક્યાંય ન છીપે, પૃથ્વી તણે પગથાર;
શોધિયો સારો સંસાર.

કોને પૂછું ? કોણ બતાવે ? દર્શન ક્યારે થાય ?
એક જ આશા નેણ ને હૈયે, કોડ એ ક્યાંથી પૂરાય ?
ધન્ય આ જીવન થાય.

ઝંખના એની લાગી મને તો, ઘૂમિયો દૂર સુદૂર;
કોણ બતાવે તેજ અનોખાં, ઊભરે નેણમાં પૂર;
માનવતાનાં નૂર.

એક જણ : (કટાક્ષમાં) શી સુંદર કવિતા રચી છે !

બીજો : આપણા યુવરાજ સાહેબ ઉપર જ કટાક્ષ કર્યો લાગે છે !

ત્રીજો : યુવરાજ જરૂર ખીજવાઈ જશે.

વિજયસેન : કવિરાજ ! તમારી વાત સાચી છે. તમારી આ લીટીઓ મને ગમી છે. માગો, જે માગશો તે આપીશ.

દીનબંધુ : આપ માનવતાના દીપ બનો--એટલું જ હું ઇચ્છું છું. એ જ મારા આશીર્વાદ છે.

વિજયસેન : શું આપું ? કવિરાજ ! કેમ બોલતા નથી ?

દીનબંધુ : મને આપનું દાન નહિ સંતોષી શકે.

વિજયસેન : એવું કેમ કહો છો, કવિરાજ ! ગામ આપું ?

દીનબંધુ : ગામને શું કરું, કુમાર ?

વજયસેન : હીરા, મોતી, પન્ના, પોખરાજ જે માંગશો તે આપીશ. હું તો તમારી કવિતાઓ ઉપર મુગ્ધ છું. કહેશો તો સકળ લક્ષ્મીભંડાર ન્યોચ્છાવર કરીશ. સકળ સામ્રાજ્ય આપતાં પણ નહિ અચકાઉં, કવિરાજ !

દીનબંધુ : તો હું માગું ? યુવરાજ !

વિજયસેન : મન મૂકીને માગો.

દીનબંધુ : ફરીથી કહું છું કે આપનું વસમું પડશે.

વિજયસેન : ચિંતા નહિ. વચનની કિંમત વિજયસેન સમજે છે.

દીનબંધુ : તો યુવરાજ ! આવતી કાલની તમારી જાતમહેનતની કમાણીનો એક રૂપિયો મારે બસ થશે.

એક જણ : એને માગતાં યે ન આવડયું : જો મોટું માગ્યું ? રંગમાં ભંગ કર્યો.

બીજો : ભીખ માગવી ને રોફ કેટલો ?

ત્રીજો : કાલે તો યુવરાજનો રાજ્યાભિષેક છે અને એણે તે દિવસ માટે કેવી બેહુદી માગણી કરી ?

દીનબંધુ : કુમાર ! તમને મારી કવિતાઓ ગમે છે એટલું જ મારા આત્મસંતોષ માટે બસ છે. મારે કાંઈ પણ ન જોઇએ. મારી માગણી હું પાછી ખેંચી લઉં છું.

વિજયસેન : કવિરાજ ! એ શું બોલ્યા ? ક્ષત્રીઓ આપેલાં વચન નહિ પાળે ત્યારે પૃથ્વી રસાતળ જશે. અહીં બેઠેલા મિત્રોના કડવાં વેણથી મનમાં ઓછું ન આણશો. તમારી માગણી વિજયસેન ગૌરવ સાથે પૂરી કરશે.

દીનબંધુ : યુવરાજ ! આપના ઉપર પ્રભુના આશીર્વાદ ઉતરો.

પ્રવચક : અને બીજે દિવસે વહેલી સવારે વિજયસેન વેષપલટો કરી મજૂરીની શોધમાં નીકળી પડયો. જ્યાં જ્યાં મજૂરી માટે પૂછતો ત્યાં ત્યાંથી જાકારો જ મળતો. આખરે એ સુંદરજી લુહારના મકાન પાસે આવી પહોંચ્યો. વૃદ્ધ સુંદરજી લુહાર આંગણાંમાં જ હુક્કો ગગડાવતો બેઠો હતો.

વિજયસેન : કાકાજી ! આપને કોઈ મજૂરની જરૂર છે ?

સુંદરજી : જરૂર તો છે પણ તારા જેવા નાજુક બદનના જવાનિયાથી એ કામ થાય એવું નથી.

વિજયસેન : મુરબ્બી ! જેવું કામ હશે તેવું હું કરીશ.

સુંદરજી : કર્યા કર્યા હવે.

વિજયસેન : એમ શું કરો છો ? કાકાજી !

સુંદરજી : ભાઈ! આ ગાદીએ બેઠા બેઠા નામું લખવાનું ઓછું જ છે? આ તારું નજર લાગે એવું નમણું મોં! નાજુક હાથ! જવાન! તારાથી એ કામ નહિ જ બને.

વિજયસેન : આપ બતાવો તો ખરા!

સુંદરજી : તું પસ્તાઇશ. બરડો બેવડ વળી જશે. સાંજ સુધીમાં તો અડધો થઈ જઈશ.

વિજયસેન : તો પણ મારે તો આપને ત્યાં જ કામે ચઢવું છે.

સુંદરજી : તો તું જાણે. જો પે...લો લોખંડી હથોડો—આ ભઠ્ઠીમાં તપી તૈયાર થતું લોઢું...એને આ એરણ ઉપર મૂકી ટીપવાનું. એ બધું બનશે?

વિજયસેન : જરૂર બનશે.

સુંદરજી : કોઈ અજબ માનવી લાગે છે. હશે. આપણે શું? એની ઇચ્છા છે તો ભલે કામ કરે. હા, જો ભાઇ! હું તો માત્ર રોજનો અડધો રૂપિયો આપીશ.

વિજયસેન : રાતપાળીની મજૂરીએ પણ રાખશો ને?

સુંદરજી : સાંજ સુધીમાં તો તું થાકી જઈશ. રાતપાળીની વાત ક્યાં કરે છે? છતાં રાતના કામ કરવું હશે તો એનો બીજો અડધો મળશે. ચાલ ભાઈ! હવે રકઝક કર્યા વિના કામે ચઢી જા (લોઢું ટીપતા હથોડાના અવાજ સંભળાય છે).

વિજયસેન : આજે મને સમજાય છે કે દુનિયામાં માનવીને પૈસા કમાતાં કેટલો પસીનો પાડવો પડે છે! દુનિયાની શ્રીમંતાઈ પાછળ કેટકેટલા ગરીબોના નિસાસા છે! આંસુ છે!

સુંદરજી : કેમ ભાઈ! શા વિચારમાં પડી ગયો? ચાર હથોડામાં થાકી ગયો? આ શરીર તો રેબઝેબ થઇ ગયું છે. નહિ બને, બાપ! તારાથી એ નહિ બને. અડધો કંઇ અમસ્તો નથી મળતો.

વિજયસેન : કાકા! એ તો સહજ થાક ખાતો હતો. મફતનું લેવાની મારી દાનત નથી.

સુંદરજી : બેસ ભાઇ! બેસ જરા! ઘડીક આરામ કર. ઊંચા કુળનો લાગે છે. પહેલી જ વાર મજૂરીએ નીકળ્યો હઇશ. બોલને ભાઇ! બોલતો કેમ નથી? નવું નવું કામ છે એટલે એમ જ લાગે. એ તો ટેવાઈ ગયા પછી સહેલું બની જશે. ગરીબોને પેટના ખાડા પૂરવા માટે આવી મહેનત કરી રળવું પડે છે ને કહેવાતા પૈસાદારો એ ગરીબોની મહેનત પર મોજ કરે છે.

પ્રવચક : અને એમ દિવસ અને રાત મહેનત કરી લોથપોથ થયેલો વિજયસેન જાતમહેનતની કમાણીનો રૂપિયો લઈ ચાલ્યો ચાલ્યો દીનબંધુને આંગણે આવી ચઢયો.

વિજયસેન : કવિરાજ! છો કે ઘરમાં?

માયા : કોણ હશે એ?

વિજયસેન : દેવી! એ તો હું. નગરમાંથી આવું છું, મારે કવિરાજને મળવું છે.

માયા : બેસો ભાઈ! આ આસન ઉપર. તેઓ શારદા માની પૂજા કરે છે. પૂજામાંથી પરવારી હમણાં જ આવશે. હું એમને ખબર આપું છું.

વિજયસેન : દીનબંધુનો મારા ઉપર કેટલો બધો ઉપકાર થયો! આજ મને જીવનનું નવું તત્ત્વદર્શન લાધ્યું છે.

(દીનબંધુ શ્લોક ગાતો સંભળાય છે).

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीम् ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकांचिदधतीं पद्मासनेसंस्थिताम् ।
वंदे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

વિજયસેન : ગરીબાઇનો ગજબ ગુજરતો હોવા છતાં દીનબંધુ કવિ એક સાધારણ ઝૂંપડીમાં રહીને પણ મૈયા શારદાની શી અખંડ ઉપાસના કરી રહ્યો છે! ધન્ય છે એને, એની કવિતાને ને એની જનેતાને!

દીનબંધુ : કોણ? મહારાજકુમાર એક દિવસમાં તો શરીર સાવ નંખાઇ ગયું. મારે લીધે—

વિજયસેન : કવિરાજ! કુંદનની પરીક્ષા તો અગ્નિમાં જ થાય. દીનબંધુ! હું તમારો જન્મોજન્મનો ઋણી છું. લ્યો આ મારી જાત મહેનતની કમાણીનો એક રૂપિયો. તમે મને નવું જીવન બક્ષ્યું છે. નવી પ્રેરણા આપી છે.

દીનબંધુ : સો સો શરદો જીવો યુવરાજ! તમારૂં રાજ અમર તપો.

વિજયસેન : દીનબંધુ! આજથી હું પ્રજાનો સાચો સેવક બનું છું. પ્રજાસેવાનું વ્રત લઉં છું. મારું રાજ્ય હું પ્રજાને ચરણે ધરું છું.

દીનબંધુ : ધન્યવાદ! કુમાર!

વિજયસેન : મારું સ્થાન હવે રત્નોજડિત સિંહાસન ઉપર નથી, પણ પ્રજાના હૈયાના અણમોલાં આસન ઉપર એ નિર્માણ થઈ ચૂક્યું છે. મારા રાજ્યનો લક્ષ્મીભંડાર ગરીબો માટે છે. મારા અંતરમાં માનવતાનો દીપ પ્રગટ્યો છે. દીનબંધુ! તેં જ મને કર્તવ્યનો પંથ દર્શાવ્યો છે. મારા સેવાના કાર્યમાં પણ તું જ મારો સદાનો સંગાથી હોઈશ.

દીનબંધુ :

અંધાર ભરેલા જગમાં જોયો,
માનવતાનો દીપ;
ઉર્ષ જીવાયો હૈયે મારા,
ઝગમગ જ્યોત સમીપ;
જોયો માનવતાનો દીપ.

